રાજા આશ્ચર્ય પામિયો, હર્ખે થયો ચિતભ્રમ,
હેત આવ્યું મુઝ ઉપરે, બીજો નહિ એ મર્મ. ૨૩૨

### ચોપાઈ

લાગો પાય રાય જઈ લલી, એટલે સહુની મૂર્છા વળી;
કહો કિમ તમને આવી લુહેર ? કહો મુજ ઉપરિ આણી મેર. ૨૩૩
તે સાચું જો ન કહો મુને, (તો) સ્ત્રી હત્યાદિક પાતિક તુને. ૨૩૪

### દુહા

તાહરે દુખિયો બાલિયો, ભાજું તુઝ સંદેહ,
મેં મોકલ્યો ભાઈ ! તુઝને, મોટૂં દુ ખ તો એહ. ૨૩૫
કાલે તું પેદા થયો, કર્મ અમારે કાજ,
જો માહરે ઘેર નાવતો, તો પામત હું રાજ્ય. ૨૩૬
તમો ગયા તમ હું જતો, (તો) પરણી કન્યા રૂપ,
ભોગવત રાજ્ય આ ગામનું, થૈ બેસત અમો ભૂપ. ૨૩૭
અમો જાત ઘેર રાયને, ટાળત રાણીનો રોગ,
તમે પુરહુણા ઘેર આવિયા, (તે) અમારા કર્મના ભોગ. ૨૩૮

---

૨૩૨ રાજા૦ **પા** રાજાયે જાણ હરખીયા, હેતે થયા ચીતભ્રમ હેત૦ કે **પા** મુજ ઉપર રીઝા ઘણૂ એ કે મન ૨૩૨ પછી **પા**–લાગે પાયે રાજા ઘણું, સા મદિ ઢલીયા ધરણ, સુખદુખ, હરખ ને શોકની કથા સમવાવો કરણ ૨૩૩ મેર **ફા** પેર મુઝ ઉપરિ આંણી કે મુજને આણીને પામત **ફા** પામતો ૨૩૪ સ્ત્રીહત્યાદિ કે મુજ મારા(ર્યા)નુ ૨૩૫ દુખીયો **પા** કુભાર ૨૩૬ તો૦ કે **પા** તો અમો ભોગવતા રાજ. ૨૩૭ ભોગવત **ફા** ભોગવતો થૈ૦ કે તો થાયોત ભારે ભુપ ૨૩૭–૨૩૮ **પા** મા ઉત્કટાસુલઙી છે ૨૩૮ પછી **પા** –

અમો જાતા રાતે રાયો ઘેર, ચાતુરી ચીતમા ચાત;
તો પરણોત રાણી પદમની, નગરના નરપત થાત
કન્યા ગઈ કોડામણી, ગઉ રીધ સીધ રાજ,
રાતુ તમે પેદા થયો, તે દલમા મોહોટી દાઝ

આના પછી ઉપર આપેલી કે મા આ પક્તિ વધુ છે –દુશમન હશે કેયેક જનમના, કે વેરીનો વેશ, આવો ભોગ અમારડે કીધો પુર પરવેશ

વિક્રમ કહેઃ કાં દુઃખ ધરે, કાં બોલો અન્યાય ?
સુપું રાજ એ નગરનું, પરણાવું કન્યાય.
દુખિયાં તો માને નહી, ન કરે કો પરકામ;
તેવો નર તો એક છે, વિક્રમ ઉજેણી ગામ. ૨૪૦

ચોપાઈ

તમ કહો છો તેહ જ હસ્યે, તો તો કામ તમારૂં થસ્યે.
સાંભલી અમૃત સરખી વાચ, તારે દ્દઢ માન્યૂં તે સાચ. ૨૪૧
વાત કરતાં દુખડું ગયૂં, વીતી રાતિ ને વાહણું થયૂં,
લગન તણી માંડી છે પેર, તેડૂં આવ્યૂં પ્રજાપતિઘેર. ૨૪૨
કાલ્ય વારો હતો જેહનો, આજ અર્થ સર્યો તેહનો,
રાજાઇ હાથી મોકલ્યો, વર બેસે ઉપરિ એકલો. ૨૪૩
વિક્રમે વિચાર્યૂં સુત્ર, પાસે તેઓ પ્રજાપતિપુત્ર;
પોતાના આપ્યા શૃંગાર, ઘાલ્યા કંઠ મુક્તાફલ હાર. ૨૪૪

---

૨૪૦ દુખિયાં પા. માનવી કો, એવું કરે કુણ કામ.
૨૪૦ પછી પાઃ-અઇ બ્રંમાયે સરજ્યો, પરમ ધોરંહેર ધીર;
સુઠ ધાધી તેહની માવડી, એહેવો તે વીક્રમ વીર.
ચોપી-રાજા મનમાં હડહડ હસો, બોલ કુંભારનો મનમાં વસો.
૨૪૧ વાચ પા. વાત. સાચ પા સાક્ષાત. તો તો ફ્રા. તો કામ ફે. કાર
૨૪૨ આવ્યૂં ફ્રા. આવ્યૂ છે. પ્રજાપતિ ફ્રા. પ્રજાપતિને. ૨૪૩ અર્થ૦ પા. લગ
દિવસ. ૨૪૩-૨થી ૨૪૫ ને બદલે પાઃ-
તેહેનું તો ફર છે કર્મ, ધાપુ કોએક દીવસનુ પરમ.
દોહા. રાજાયે હાથી મોકલો, ઉપર બેસે વરરાયે;
કન્યા પરણે પદમની, આનંદ અદકો થાયે;
વચન રાયે નવ ચુકીયે, નવ કીયો અન્યાયે;
કાઢો રોગ કુંભારીયે, એ પરણે કંન્યાયે.
વીક્રમ મન વીમાસીઉં, તેડો પ્રજાપતિનો પુત્ર;
હસ્તી ઉપર બેસારીયો, સાધો કીયો સુત્ર.
સણગાર સુપા પોતા તણા, અલીકે વસ્ર આભુષ;
રાજાયે રાજવંશી કેરો, સોલો પોતા સમ તુલ્ય.

જેહને ઘેર લક્ષ્મી પગ ધરે, રૂપ, કલા, ગુણ વાસો કરે,
જ્યાહેરે કર્મ જોરાવર થયું, રૂપ હતું તે નાસી ગયું. ૨૪૫
તે હાથી ઉપર તે ચઢે, નિશાણુ ગાજે ને ગડગડે,
વિવામાં તે રચો વિસ્તાર, રીતભાતિ કરી કુલ આચારિ. ૨૪૬
તેણે પુરુષે કન્યા વરી, થયો સુખી, આંતરડી ઠરી;
તે સસરાની ભાગી દાઝય, તે નગરનૂં સુંપ્યૂ રાજ્ય. ૨૪૭

દુહા

રાજલીલા તેણે ભોગવિ, સુખ પામ્યો તે ચિંત;
દુખ જ તેહનૂ ભાગિયૂ, વિક્રમ પવિયો પંથ. ૨૪૮

ચોપાઇ

એક દેશ મેહલે, બીજે લહે, નિશા પડે, તિહા વાસો રહે,
હૈડા માહે પ્રભુનૂં ધ્યાન, હરસિદ્ધ તણ્ જેહેને છે ગાન. ૨૪૯
માર્ગ વિષે એક આવ્યૂ વન, તિહા નહીં કો માનવજન,
દીઠૂં એક દેહરૂ સાક્ષાત્, સુરત માહે અંબે માત. ૨૫૦

---

પરણાવો મીતે કરી, નરપત જેહેનો નેક,
કેવીક સોભા ક્ની કેહે, વીવાડ માહે વવેક
જેહને ઘેર લખમી વસે, જેહનુ Cધડે કર્મ,
તેહને ઘેર ડાહાપણ ચાતુરી, વીવા વવેકી ધરમ
રૂપ રગ ગુણ ચાતુરી, કળા વીકના રગ રૂપ,
કામની કેડે કીંમરા, દેવ દાનવ ને ભુપ

૨૪૪ આપ્યા ફ્રા હિ પેહેરાવ્યા ૨૪૫ ધરે કે ઘસે કરે કે વગે હતુ કે તે સરવે. ૨૪૬ તે પા વર રાજા ૨૪૬–૧ પછી પા—વીવાણ કરતે લાગે વાર દેસાચાર ગામ ચારે કરી રીત૦ પા કુવાચારે કન્યા વરી કુવાચારિ હિ કુલનો આચાર ૨૪૭ તેણે પુરૂષે પા કુંભારપુત્રે થયો૦ કે પા અતકરણથી આતરડી ઠરી ૨૪૭ ૨–૩ ને બદલે પા—જમાત્ર કરીને સુંપ્યું રાજ કોણ આવ્યો, ને કોણ જ ગયો, સમાચાર કોહોને નવ થયો ૨૪૮ વિક્રમ૦—કે પા ચાલ્યો રાજા પંથ ૨૪૮ હર સીધ તણું હૈડા માહિ પ્રભુનુ હિ કે પા હૈડામા હરિહરનુ હરસિદ્ધ તણ૦—કે પા મન ગમતા હરીહરના માન ૨૫૦ એક કે મીવ અંબે ફ્રા હિ અંબેજી ૨૫૨

ક્ષણુ એક રહ્યો તે ઠરી, ભાવભક્તિસ્યૂં પૂજા કરી;
એટલે નિશા પડી છે તિહાં, રહ્યો વાસો તે દેહરા માંહાં. ૨૫૧
જવ રયણી અરધીએક ગઈ, તે સ્થાનક એક રચના થઈ;
એક ખુણે પોઢયો રાજાન, એહવે એક દીઠૂં વિમાન. ૨૫૨
તે દેહરામાં એક ગુફાય, વિમાન પાધરૂ તેહેમાં જાય;
વિક્રમ રાજા જોઈને રહ્યો, પાછળથી તે સાથે ગયો. ૨૫૩
ધરયૂં ધ્યાન રદે વેતાલ, વિમાન ગયૂં એહવે પાતાલ,
ગયૂ નાગપતિને ઘેર, રાય ચરચ્યા જુઈ બહુ પેર. ૨૫૪
વિમાન ઉપરિ બેઠો તે દેવ, કરી નાગની તેણે સેવ,
રાજા ઇંદ્ર કરે છે જાગ, તમને તેડ્યા આપવા ભાગ. ૨૫૫
મલ્યા જમ, અગનિ ને વાય, દેવલોક ગંધર્વનો રાય,
તમને હું તેડવા આવિયો, કંકોતરી રુડી લાવિયો. ૨૫૬
(ત) માટે સર્વ થાયો તૈયાર, વિમાન ઉપરિ થાયો અસવાર. ૨૫૭

---

જવ કે. એવે ફા અરધેક કે હિ અરધી એક પોઢયો ફા પોઢો છે એક કે જઈ એહવે૦—કે પા આવુ એક વારૂ વીમાન પાધર કે પાછું વિક્રમ કે તે પાછળથી પા –

વીમાન સાથ પાતાળે ગયો –

મોહોત ભાગો જે નર કરે, ચીંતવે તેટલા કારજ કરે
દેવ ચતુ ગુણવનનુ ગાન, પેઠો ગુફા માહે અનુમાન

૨૫૪ એહવે ફ. પાછું ૨૫૫ વિમાન કે એક પા વિમાનમા તો કે નાગ પતીની કરી૦ પા ઘટ ઘુંઘરા સુંદર સેવ ૨૫૫–૧ પછી પા –

નાગપતીયે દીધા માન, દીધા વસ્ત્ર આભુષણ પાન
કોહો મહારાજ! કાંહાથી આવીયા, સમાચાર તમે સો લાવીયા

તમને૦—કે તાહા પધારો લેવા ભાગ્ય ૨૫૫–૨ ને અન્તે પા મા વધારો –

રાજા ઇંદ્ર જગન જ કરે, તમો આવો તાહા કારજ સરે
મળ્યા સહસ્ર અઠયાસી રષી, તેત્રીસ કોડ દેવતા સહુ સુખી
હરી હર બ્રમા સાથી સકલ, મળી જાત્રા જેવા જુગત

૨૫૯ મલ્યા ફા મળ્યા છે. ૨૫૮ અમારો પા પેટનો ૨૫૯ પુત્ર ન૦–કે

### દુહા

નાગપતિ તવ બોલિયો, સાંભળ દેવ! વચન,
માહારે તો માહા દુખ છે, ગયો અમારો તન. ૨૫૮
વાડી હુતી તંબોલની, (તિહાં) નિત્યે રમવા જાય,
પુત્ર ન આવ્યો ઇહાં સરો, તેહનો સ્યો ઉપાય? ૨૫૯
તેણે ચાંપો રોપિયો, નિકટ અમારે પાસ,
એ સુકી હેઠો પડે, તાહરે (સુત્ર) મૂકો આશ. ૨૬૦
ખાધો દીસે (છે) તંબોલમાં, કે કીધી છે ઘાત,
તે ચાંપો સુકી પડ્યો, દિવસ થયા છે સાત. ૨૬૧
તેહનો શોક હઇડા વિષે, મહા દુખિયો મુઝ મન,
પુત્ર વિજોગે કરી અમો તજૂં નિદ્રા, નીર, અન. ૨૬૨
જગન વિષે નહિ આવિઈ, જે કહેસ્યો તે ફોક,
સુત આવ્યાથી સુખ નહિ, ગયા થકી નહિ શોક. ૨૬૩
તાહરે વિક્રમ ચેતિયો, મન વિચાર્યું આપ,
જેહ સર્પ મૈં મારિયો, તેહનો એ તો બાપ. ૨૬૪

---

હિ તે ઘેર (પા. રાતે) જાર નાવતો, તાહરિ ચીંતા થાયે. ૨૬૦ તેણે પા. ચતુરે. ઠો પા પૃથવી. તાહરે૦ કે. પા. તો સુકતે સુતની આશ. ૨૬૦–૧ પછી પા.–

એ ચપો લીલો હસે, તાર સુધી પડમાં માણ;
સુકીને હેઠો પડે, તાહરિ જીવની હાણ.

૨૬૧ ખાવો૦ પા. કુણ જાણે ચાંપો તંબોલમાં. છે પા. કાણે. દિવસ ફા. તેહને દિવસ. ૨૬૨ હઇડા કે રુદયા. મહા૦–કે. હિ દુખીયું માહારું મન. પુત્ર ફા. પુત્રને. તજૂં(જ્યૂં)૦–કે. મૈં તજ્યું જલ ને અંન. ૨૬૩ ને બદલે પા:–

અમો ઐંદ્ર લોક કમ આવીયે, સહુને મન છે શોક;
પુત્રવીજોગ માબાપનો, જીવત સઘલુ ફોક.

પ્રતોમાં ૨૬૩ પછી ૨૬૨ મી કડી છે; અને તે પછી ૨૬૪ નાજ ભાવાર્થની થોડાક શબ્દફેરવાળી કડી છે, અને પછી ૨૬૪ મી કડી પાછી છે તે પછી પા. માં વધારો–

પ્રણામ કર્યો પ્રગટ થઈ, પાગ નમાવ્યું શીશ,
(મુખ) આગળ મેહેલ્યા કરકડા: રખે કરો તમે રીસ. ૨૬૫
(હું) ઊજેણીપતિ રાજિયો, વિક્રમ માહારૂં નામ,
માહી મસ મુને ઊકલી, (મેં) કૂડૂં કીધૂં કામ. ૨૬૬
પુરવ વાત માંડિ કહી, નિપનૂં જેટલૂં કર્મ,
સાચૂં એ હું બોલિયો, ઈશ્વર(ને) વાહલો ધર્મ. ૨૬૭
નાગપતિ ઘણૂં હર્ખિયો, રિઝૂં પોતાનું મન,
ભલે લાવ્યો તું કરકડા, જીવાડૂં મુઝ તન. ૨૬૮
આણી અમૃત સિચીયૂં, ક્ષણૂં ન લાગી વાર,
આળસ મોડી ઊઠિયો, નાગ તણો કૂમાર. ૨૬૯
આનંદ ફેલ્યો અતિ ઘણો, શોભા નીતમ થાય,
પનર વરસની પદમની, ઘેર હુતી કન્યાય. ૨૭૦
પરણાવી રાય વીરને, થયો ઘણો ઘંઘાટ,
ચાલો વિમાને બેસીઇ, લિજે સ્વર્ગની વાટ. ૨૭૧

---

એહ નાગ તંબોલીયો, રાણીયે આપ્યાં પાન;
પેઠો હીસે છે પેટમાં, કથા સાંભલી કાન્ય;
રાણી ઉદરે રોગ જ વાધીયો, અહકું દુખ પામી આપ,
એક માનુસ નીતે મારનો, એહનો સુત તે સાપ
સાચું બોલે સીધ પામીયે, જુઠાનું નહીં કામ,
હતું હસે જે કરમમાં સાચે રાખે રામ.
તાહરો પુત્ર મેં મારીયો, તેહનાં તમો માબાપ;
ગમે તો કસો મુને, ગમે તો દો મુને સાપ.

૨૬૫મી કડી પદક્રમના ફેર સાથે પા.માં છે. ૨૬૬ ઊજેણીપતિ કે. પૃથ્વીપ૦ ૨૬૭ નિપનૂં૦-પા. અથ ઇતિની આપ. સાચૂં૦-કે. સપનું કરતાં અનર્થ થયું, તેહ તેથી ધરમ; પા. તે જુવતીને જીવાડવા, મેં સેવે મારો સાપ. ૨૬૮ નાગપતિ૦ કે. નાગપતિ રીઝ(ઝયો) ઘણું, માહા સુખ પીનું મન; પા માં થોડોક શબ્દફેર ૨૬૮ પછી પા૦-કેડિ લેઇને કરકડા, અહીં છાંટુ અમૃત; મરણપામ્યથી જી૦ થયો સંજીવન તરત. ૨૬૯ આણી૦ પા. આનંદ સહુને ઉપનો ૨૭૦ આનંદ૦ પા૦ નરણો સુત, દરમાં સહ હુતી પા. તેહને. ૨૭૧-૧ ને બદલે પા માં બધારે

નાગપતિ વિમાને ચઢ્યો, સાથે વિક્રમ રાય,
જઈ પોહોતો ઈંદ્રાસને, (જિહાં) બેઠી રાજસભાય. ૨૭૨
ત્રિદશ મલ્યા છે દેવતા, નદી, પરવત ને નાગ,
વરુણ, વાયુ, અગ્નિ, જમ, લેવાને નિજ ભાગ. ૨૭૩
સભા મધ્યે ઈંદ્રાસને, બેઠો ઇન્દ્ર રાજન,
તેણે વિક્રમ ઊલખ્યો, વાત વિચારી મન. ૨૭૪
એ માનવિ કિમ આવિયો, (તે) મુને સંદેહ થાય,
જોઊં પારખૂં એહનૂં, કેહવો છે એ રાય. ૨૭૫
છાબ ભરી તિહાં હારની, (તે) આપ્યા વિક્રમહાથ,
લ્યો પહોચાડો સર્વને, એમ બોલ્યા તે સાથ. ૨૭૬
રખે વિસારો કોયને, રખે વધારો આજ,
એહવામાં જો ચુકસ્યો, તો નહિ રહે તમ લાજ. ૨૭૭
વિક્રમે વિમાસી ઊઠિયો, લિધૂં હરસિદ્ધનૂં નામ,
ટાળો સંકટ માહરૂં, રાખો સારી મામ. ૨૭૮
કરયૂં ધ્યાન વેતાળનૂં, ક્ષણૂં ન લાગી વાર,
પ્રથમ આરોપ્યો ઈંદ્રને, મુક્તાફલનો હાર. ૨૭૯

---

નાગકન્યા નૌતમ નીધી, ઇંદ્રાણી જેહેવી સદ;
પરણાવા 'માંડી પ્રીતથી, સોભા રૂડી સદ.
નરપત કેહેરે નાગ સુણ, માહરૂં પરદુખભંજન નામ;
પ્રેમદા પ્રીતે પરણસું, જારે જાસું ઉજેણી ગામ.
એ પુત્રી જે તાહરી, પરણે લક્ષુ લેલાટ.

૨૭૧–૨ સ્વર્ગની પા. કે. ઇદ્રાસનની. ૨૭૨–૧ ને બદલે પાઃ–પ્રેમદા સુખી િહરમાં, નાગ ને શ્રીક્રમરાયે. ૨૭૨ (જિહાં) બેઠી૦–કે. પા. બેઠી છે સરવ સભાય. ૨૭૩ અગ્નિ૦ ફા. જ્યમ અગ્નિ મલા. નિજ પા. ફા. પોતાનો. ૨૭૪ ઈંદ્રાસને કે પા. સીંહાસને. ૨૭૫ એ પા. આહાં. (તે) મુને કે. પા. હિ. તેહનો. જોઊં પ્રા. જોયું. ૨૭૬ તિહાં પા એક. આપી ફા. આપ્યા; પા. સુપી. લ્યો પા. એક એક. એમ૦–કે. બોલ્યો સુરપત તે સાથ; પા. સભા સહુને સાથ. ૨૭૭ એહવામાં૦ પા. એ બેમાં ચૂકી જસો. ૨૭૮ વિક્રમ૦–કે. પા. ઊઠો ઉમેદે અધીપતી, લીધૂં નારા-

માંગ્યો એક એક આપવા, હાથી થાય જમ થાય,
તિમ તિમ જાય ઉમેરતો, પોતે વીર વેતાલ ૨૮૦
કોણે મર્મ જાણ્યો નહિ, પોહોતા હાર વિશેક,
પ્રણામ કર્યો જે ઇંદ્રને, વાધ્યો હાર જ એક. ૨૮૧
સુરપતિચરણે મૂકિયો, હરખ્યો સુર મહારાજ,
વિક્રમકંઠે આરોપિયો, પ્રભુઈ રાખી લાજ. ૨૮૨
માગ્ય માગ્ય સુરપતિ કહે, જે મન ઇછા હોય,
તું છે પુત્ર જ માહરો, ખેદ ન કરસ્યો કોય. ૨૮૩
પાય નમી વિક્રમ કહે હું સેવક તુમ અંશ,
જો વરદાન આપો મને, તો મુજ દ્યો હંસ ૨૮૪
હેત કરિ હંસ છોડિયા, આપ્યો અમુલક આહાર,
માન દેઈ બેસારિયો, ક્ષણ ન લાગી વાર. ૨૮૫
કુંડલ પોતાના કર્ણના, આરોપ્યા વિક્રમકાન,
તેજ વાધ્યૂં ત્રિલોકમા, અરણ આકારિ વાન ૨૮૬
પછે જાગ પૂરણ થયો, સહુકો થયા વિદાય,
વિમાને બેઠા દેવતા, સ્વસ્થાનક સહુ જાય ૨૮૭
હંસ હાર એક આપિયો, વિક્રમરાયને ભેટ,
લેઈ સધારો નગરમા, દુખ સર્વે મેટ ૨૮૮

---

યજ્ઞનુ નામ. ૨૮૦ એક આપવા ક્રા. હિ એ એકને આપવા જાવ કે હિ ઘા. પોતે વીર પા. જે બેઠોતરીકે ૨૮૧ વિશેક પા. વશેક ૨૮૩ ન કરસ્યો પા. નહીં ૨૮૪ વરદાન૦ કે પા. માગુ મુજને આપીયે તો પા. એ ૨૮૪ પછી પા. સાબાસ સાબાસ સહુકો સુણે, હેત ધરેથી હાથ ૨૮૫ હેત કરી પા. હેતથી છોડિયા પા. કે સુખીયા. આપ્યો૦—કે પા. ઇંદ્રે આપો હાર અમન હાર્ કે પા. પાટ્ રીધાં જ્યહાં કુસ. ૨૮૬ કુંડલ૦—કે પા. કુંડલ આપ્યા કાનમાં, તે સોહાવા કાન. તેજ૦—કે પા. તેજ વધારુ તે સમે, વાકૈ આપુ વાન ૨૮૭ જાગ પા. જગન થયા. કેમ પા. રા સ્વસ્થાન પા. ફ્રા. સ્વસ્થાનકે, કે સ્વમંદિર ૨૮૮ દુઃખ હિ દુખ સોક દુખ૦-કે હવે ઘેર ફેર ૨૮૮-૨ ને બદલે પાનો વધારો–

## ચોપાઈ

માગી શીખ તે વિક્રમ વલ્યા, નાગપતિને સાથે પળ્યા;
આવ્યા ઘેર તે નાગ જ તણે, હંસ મુકાવ્યા કષ્ટ જ ઘણે. ૨૮૯
નાગકન્યા તે સાથે લીધ, પંથ કરવા માંડ્યો છે સિધ્ય,
પોતાના ઘરમાં થાપીઉં, નાગપુષ્પ નાગે આપિયૂં. ૨૯૦
રોપજ્યો જઈ વાડી મુઝારિ, અપરમ શોભા તમને ઠારિ. ૨૯૧

## દુહા

કન્યા લેઈ રાય આવિયો, વાગાં ઢોલ નિશાણુ,
જેહવો ઇંદ્ર હોઇ અભિનવો, જેહવો ઉગતો ભાણુ. ૨૯૨
ગઈ વધાઈ ઊજેણી વિષે, આવ્યો મહીપતિ મહારાજ,
પ્રધાન પંડિત સામા ગયા, કરવા રુડાં કાજ. ૨૯૩
મોતીઈ રાય વધાવિયો, રંગ્યા મહેલ અવાસ,
ચાર રતન દીઠાં રહિયતે, પોહોતી મનની આશ. ૨૯૪

---

આગના માગી સંચરા, ભુવન ભુવન કરઠેઠ;
પાગ પગરણુમો તે પુરપતી, આગના ઇંદ્રની લીધ
નાગપતી સાથે નીસરો, કરો પંથ તે સીધ;
મંદીર આવ્યા નાગને, પુન વાત પરસસ,
નાગ સહુ કોયે સાભલુ, જે મુકાવ્યા હંસ.
કંન્યા જે કોડામણી, મોકલી રાયને સાથ,
નાગપુષ્પ નાગે આપીયું, હેતેથી કમલ તે હાથ.
વાડી માંહે રોપજો, દુલભ દેવને એહ;
મનવાંછીત માગા ફૂલે, કંચન વરસે મેહ
તત્ત્વ છે ત્રણ લોકમાં સુગધની ભ્રષા શ્રેષ્ઠ;
એ પુષ્પ જાંહાં રોપસો, સોભસે રે બાધી સષ્ટ
વીમાને બેસારી કન્યકા, વોલાવ્યો વીક્રમ વીર;
મુકા જઇ ઉજેણમાં, ક્ષીમા કેરી તીર.

૨૯૦ આપીયું ફા. આપીયો. અપરમ૦–હિ અપરમ શોભા નીતમ સાર; કે. નીત નીત શોભા સૂભગે સાર. ૨૯૨ વાગાં ઢોલ. કે પા. ગડગડીયાં. ઉગતો કે. પા. ઉદયો. ૨૯૪ ચાર રતન ફા. ચીરંતન. ૨૯૪ પછી પા.માં વધારોઃ–

### ચોપાઈ

એક કુંડલ ને બીજો હાર, ત્રીજૂં પુષ્પ, ને ચોથી નારિ,
(તે) વર્ણું અઢારે નિરખિયાં, સહુકોનાં હઈડાં હરખિયાં. ૨૯૫
(ઘેરય) આવ્યા રાજા સુખિયા થયા, વ્યાધિ શોક સહુકોના ગયા.

તે ગામમાં ગુણિકા છે એક, કામસ્વરૂપા નામ વિશેક. ૨૯૬
તેહને ઘેર જાતો એક જાર, તેણે (એમ) ઘરમાં કર્યો વિચાર'
જો મુઝ સાથે સાચી પ્રીત, (તો) હું કહૂ તે કરો એક રીતિ. ૨૯૭

---

લકા હુગી લાવીયો, કે લાવ્યો ઇંદ્રાસન,
કે સોભા લાવ્યો સરગની, માનૂં સહુનૂં મન
ઘેર ઘેર ઉછરંગુમા, ચાલી વાત વતન
વીક્રમસેન વેકુંઠથી રૂડા લાવ્યો ચાર રતન
એક ન્યા બીજા કુડલા, ત્રીજો હાર અમુલ,
ચોથુ રતન અમુલ છે, નામ તણું જે ફુલ

૨૯૫ ત્રીજૂ ફુલ ત્રીજો નિર્ખિયા કે પા. હિ નિરખીયું સહુ૦—કે પા સહુ કોનું હૈ; હરખીયુ, ૨૯૬ (ઘેરય) આવ્યા૦—કે પા. વીચાર કરો નગરનો ધણી, જોયું ચરચા એ ગામ જ તણી ૨૯૬–૧ પછી પા મા વધારો.—

ઘણેક દીવસે આવો છુ ઘેર, પુરમા પરજાની સી છે પેર
જોયુ રટીયત સુક્ષી કે દુખી, સુણું વાત રાતે બહુમુખી.
પુન માત હરસીધની કરી, ગામમા જાવાની મનસા ધરી
ચાલો રાય ન લાગી વાર, સકલ જગ જોઈડાં હથીઆર
ચરચા જોતો રાજા જાવે, વાટે સાં સા કોતગ થાયે

૨૯૬ પછી પા નીત સાહ્રામા સોભા સાર, આપ રૂપ તણો અપાર
૨૯૭ જાતો કે આવે. (એમ) ઘરમા કે મનમા તેણે પા કે 'મ' તાહરે ૨૯૭–૧
પછી પા— ગુણકા કહે બને ત્યાનીયા, મહ માગુ જો લાવીયા
આહાર માગુ નવ લાવો તમો, તો તમ સાથે નહીં બોલુ અમો —
૨૯૭ પછી પા—મસ્તક મુંછે ધારો હાથ, સનેહ ઘણો બોલો તે સાથ
જો તુ માગો આપું આપ, ના આપું તો બ્રમહત્યા પાપ.

રાજા હાર લાવ્યો ઇંદ્ર જ તણો, તે ઉપરિ મુને પ્રેમ જ ઘણો,
તે લાવિ જિમ તિમ કરીને પેર, તો આવે તૂં માહરે ઘેર. ૨૯૮
નહિતર નાવસ્યો મંદિર વલી, આજથી પ્રીત આપણી ટલી,
વિક્રમનો જો તાકૂં હાર, તો અલેખે પામૂં માર. ૨૯૯
સ્ત્રીનો નેહ કિમ હઇડે ધરૂં, કાષ્ઠભક્ષણ કરીને મરૂં,
એણે ચિંતવી એહવી વાણિ, તજૂં પ્રાણ કહી જાય મસાણ. ૩૦૦

દુહા.

તે નગર એક વાણિયો, તેહને છે એક બાલ,
(તેહને) લગન સમીપિં આવિયો તે દિન વિવાકાલ. ૩૦૧
તેણે હઠ લીધી ઘણી, ન સમઝે નાવે વાન,
રાજા કુંડલ લાવિયો, તે ઘાલો મુઝ કાન. ૩૦૨
તે આવે તો જીવીઇં, વાધે રૂપ અનૂપ,
નહી તો દેહ હવડાં તજૂં, જઈ પડૂં જલકૂપ. ૩૦૩
માત તાત ઘણૂં વલવલે, રોતો ન રહે તન,
પરણ્યા ઉપરિ પ્રીત જ નહિ, મરવા ઉપરિ મન. ૩૦૪

---

૨૯૮ રાજા૦–કે. રાયે લાવો હાર તે ઐંદ્ર જ તણો. પ્રેમ જ કે. પા. નેહે છે. આવે કે. આવજે. તે૦ પા. સંચ પરપંચ કરો બહુ પેર, લાવો હાર, આવો મુજ ઘેર. ૨૯૯–૧ પછી પાઃ

એણે વીચાર કરો તે દીસ, એ વાતે તો જાયે સીસ
હાર તાકતાં માથું જાયે, હાર સામું તો નવ જોવાયે.

તો૦–કે. પા. વણુ ખુટે મરૂં કેહે જાર. ૨૯૯ પછી પા. અસ્ત્રી આગલ ધાધા છે સમ, એહને ના કેહેવાસે કમ. ૩૦૦–૧ પછી પાઃ–

નારી સાથે નરને નેહ, દુખ દાવાદલ તેહેની દેહ.
ગુણકા હેત કરે કારમો, તેહને ચંદ્રમા બારમો.
પરનારી સાથે બાંધો પ્રાણ, લોઢી પનોતી તેહને જાણ.

તજૂ પા. તજવા. કહી જાય ફા. કહીને ગયો. ૩૦૧ (તેહને) લગન૦–કે. પા. તે લગન તણા દંન તે સમે વીવા છે તતકાલ ૩૦૨ વાન ફા. મંન. રાજા૦–કે કુંડલ રાજા વીરનાં, તે પેહેરાં જોઇયે કાંન. ૩૦૩ પડું કે. પડીયે. ૩૦૪ પછી પાઃ–

(તે) નગરમાં ક્ષત્રિ વસે, બાંધે શુભ હથિયાર,
આવે પાન પલંગપર, સમીપે સુંદર નારિ. ૩૦૫
મુછે હાથ તેણે ઘાલિયો, નારી કહે એ છયલ,
પાણિ મુછનૂં તાહરે, લાવે રાયનૂં ફૂલ. ૩૦૬
વારૂ કહિને નીસર્યો, મન વિચારી વાણિ,
વિક્રમવાડિ તાકતાં, (તો) નિશ્ચે જાય પ્રાણ. ૩૦૭

---

પેહેરાઉ કડાં વાકડાં, પેહેરાવું મોતી હાર
માત તાત એમ પીછવે, સમજે નહીં કુમાર
કુંડલ પાક્ષી જો પરણીરે, એ કન્યાને આપ,
સમ ખાને સીવ આગના, બ્રમહત્યાદીક પાપ
૩૦૫ પછી પા—હુંસીલા નરનાર છે, સુભ સધવા સંજોગ,
કોક વીહા ભાને ભણે ભોગવે સધના ભોગ
વેપાર કરે ખાતથી, અમલ અહકેરૂ ખાયે,
જુવતી આગલ જોષ કરે, રાતો તાતો થાયે
એક દિવસ મુછ મરડતો, નારે દીઠો નાહો
સમસા માહે સમજાવીયો, ઘણો લથીને ઘાયો
૩૦૬ મુછે૦ પા—મરદ મુછ તો માનવી, એ તે સરવે ધૂલ ૩૦૬ એ ક્રે એક શુભ
પા હુંસે એ છયલ૦ કે હિ એ ધૂત રાયનુ ફ્રે હિ વિક્રમનુ ૩૦૬ પછી પા –
ઈંદ્ર તણુ કે નાગનુ, લાવો રાજા આજ,
વાડી માહે રોપીયે, લાવે તો સરે કાજ
નવ લાવે તે કુવને, તો મરદ નહીં તુ મેર
નહીંતર મુખ નવ દાખસો, નાવસો માહારે ઘેર
ધણીયાણીને માથે ધણી, જેહ લડાવે લાડ,
અપુરાં પુરે નારને, તેહેમા સાનો પાડ
મનમાનું માગે માનની, સણગાર ખાંન પાન કે ખાડ,
ઘરણીને આપે તે ઘરધણી, બીજા રાયો નહીં તે રાડ
મરદ નામ છે માહરૂ, સુરા માહી છું સૂર,
ફુલ આણી આપું તને, હેતે હાથ હજુર
૩૦૭ વારૂ૦ પા નારીવચનેથી નીસરો ૩૦૭ પછી પા –

જાયૂં ઉઠી પરદેશડે, દુઃખ વેઠૂં કે સુખ,
એ રંડાથી હારિયો, નવિ દેખાડૂં મુખ. ૩૦૮

ચોપાઈ

એક બ્રાહ્મણ કેરી નારિ, વિધવા છે પણ એક કુમાર,
લાડકવાયો તેહને તન, નિસ નિસ માગે અધિકૂં મન. ૩૦૯
એક દિવસ બેઠી છે માત, તિહાં લાવ્યો એક નૌતમ વાત,
માત! પાય લાગૂં હૂં તુને, હું કહૂં તે પરણાવો મુને. ૩૧૦
રાજા વિક્રમ લાવ્યો નારિ, તેહમાં રૂપ છે અપરપાર,
તે સ્ત્રી પરણૂં ચતુરસુજાણ, નહિતર કાઢૂં માહરા પ્રાણ ૩૧૧
હૂં વાચા સતવાચા કરૂ, નાવે સ્ત્રી તો નિશ્ચે મરૂં
વિચાર કરે તેહની માવડી, કિમ વેઠૂં વ્યાધિ એવડી. ૩૧૨
પુત્રવિજોગ હઇડે કિમ ધરૂ? પુત્ર પેહેલી હૂં આપે મરૂ.
રાત્રિ અર્ધ ગઈ જાહરે, સકલ લોક પોહોઢ્યા તાહરે. ૩૧૩
રાજદ્વાર આવી બ્રાહ્મણી, માહા દુઃખિણી દીસે દામણી,
ગલા મધ્યે ફાંસો ઘાલીઇ, રાજાને હત્યા આલીઇ. ૩૧૪
બાંધી ગલૂં ને ફાંસી ખાય, તે સમે ઉઠયો છે રાય,
મનમાં વિચારે રાજન, જોયૂ નગરચરચા (ધર્યૂ) છે મન. ૩૧૫

---

ચોકી મુકી છે ચોહોગમા રાવણની બાગ અશોક,
કુવ નાવે એ હાથમા, ફજેત થાઉં સીદ ફોક
નિત્ય પા. નીત માગે જે થાયે મન ૩૦૮ પછી પા –
જે દેખે તેહેની હઠ લીયે, જેહેકસુ જાએ તે સાને બીહે
ઉબાણો કહે છે સહુ કોને, રાડીપુત્ર સાહજાદો હોય
કો દાડો ષાવુ પીવું સાર, કો દાડો વવેક વસ્ત્ર સણગાર
કો દાડો રમત રમકડા ઘણા, પુરે માતા કોડ તે તણા
માને મન તે માણેક વસે, ઘેલુ બોલે તોએ તે હસે
૩૧૧–૧ પછી પા –ઇદ્રાણી જેવી અપછરા, મોહ ભરી જેહેવી મછરા
તે સાભલી કાને અમો, તે કન્યા પરણાવો તમો
કાઢ્ પા પરહુ ૩૧૨ પછી પા–એહ વાતના પુરા કમ પડે, નાત જાતમા
નરેતુ નડે ૩૧૩ સકલ૦ પા –ઊઠી ડોસી તે તાહરે ૩૧૪–૨ થી ૩૧૫ ને બદલે પા –

### દુહા

ગાદી વાળી ગાતડી, કસીને વાળ્યો કાછ,
ખડગ ઉઘાડું કર ધરી, મહા ભયાનક તાછ. ૩૧૬
નિશિ ચરચા જોવા નીસર્યો, વિક્રમ ધરતો મન,
જિહાં ફાંસી લે બ્રાહ્મણી, તિહાં આવ્યો રાજન. ૩૧૭
જક્ષ છે કે શીકોતરી, વહેસ્ત વ્યતર નામ,
કસ્યૂં દુ:ખ તુઝને પડ્યૂં, પ્રાણ તજે આ ઠામ. ૩૧૮
તૂ મારગ જા તાહરે, (હૂં) તુઝથી આવી વાત્ય,
(હું) હત્યા આપૂ રાયને, તેહેમાં તુને શી દાઝ્ય? ૩૧૯

### ચોપાઈ

પગ ખેંચી રાય ઉભો રહ્યો, માતા! તે કારણ મુઝ કહો,
સાચી મુઝ કહો નહિ વાણ્યિ, (તો) આ વેલાની તુઝને આણ્યિ. ૩૨૦

---

ગલે ફાસી ઘાલીને મરૂ, રાજા ઉપર હત્યા કરૂ
રાજદ્વાર તણે બારણે, આવી રડા મરવા કારણે
તજે પ્રાણ નારી જેટલે, કૌતક એક થયું તેટલે
નીસ ચરચા જોવાને કાજ, નીકલા બાહાર મહીપત મહારાજ
કોડે લોકના ટાલે કષ્ટ, ડોસી મરતી દીઠી દ્રષ્ટ
ડોસી મરતી તી જે ઠામ, તાહા રાજા આવ્યો વીરમલ નામ

૩૧૫ હઠ્યો છે રાય ક્વ૦ કિ ઉઠ્યો વિક્રમરાય મનમાં૦—કે કિ મા આ પક્તિ નથી, પણ કે મા આ એક જ ચરણુ છે—નીશી ચરચા તે જોતો જાય ૩૧૭ નિશિ ચરચા ક્વ૦ નિશ ચરચા નિશિ૦—કે જોતો રાજા તાહા ગયો, વિક્રમ ધરે નહી મન લે કે પા ઘાને ૩૧૮ કસ્યૂ ક્વ૦ કે કસ્યુ પ્રાણ૦ કે જે ટરી તજે પરાણે પ્રાણ ૩૧૯ હું કે પા. હત્યા તેહમાં૦—કે પા મનમા આણી દાજ્ય ૩૧૯ પછી પા કે—એ પાપી મોટા પુગ્યની, (એ઼લી પા મા—) અનાઈઓ અધર્મ, એહને સીર હત્યા માહરી, ભોગવજે કુડા કર્મ વપટ મહીપત છે લોભીયો, (કે પા બન્નેમા—) ત્રાવો માવ વરોક ડાંડાડ હલકાવે લોભની, નાપે ન સાની એક (પા માં જ—) લોભની લક્ષ્મી લુંટસે, ભરસે ભારે ભડાર, પરદુખભજણ કેહે સહુ, ગુણ હીણો છે ગમાર ૩૨૦—૧—પછી પા — સમ દેઉં હું તુજને સત સાત, સત બોલ રે હું મારી માત
કેહે રાવરે તાડાર સુ હુઈ઼યુ, સું પર થાઉં પુણિયુ

માહરે છે તિહા પુત્ર જ એક, પ્રાણથી વાહલો મુઝ વિશેક,
રાજાકે રાણી લાવિયો, (તે) માહરિ સુત જોઈ આવિયો. ૩૨૧
તેહને વાગ્યૂ ભેદનૂ બાણ, વાહણામા તજશે તે પ્રાણ,
તાર પેહેલી તે માટે મરૂ, તુઝ સાથે બોલી પાધરૂ. ૩૨૨
રાજા વિક્રમે જોંડ્યા હાથ, અમૃત વચન બોલ્યો તે સાથ
બાઇ ! ચિંતા તજજ્યો તમો, તુમ વેરી વિક્રમ તે અમો. ૩૨૩
સતોખો તમારો બાલ, આપૂ રાણી પ્રાતરકાલ.

સતોખી વળતી તે નાર, રાજા ચાલ્યો નગર મોઝાર. ૩૨૪
અર્ધ બાજાર ગયો જાહરિ, ક્ષત્રી પથે દિઠો તાહરિ,
કિમ રાતિ સમે નિસરિયા આજ? સ્યૂ ધારો છો મનમાં કાજ? ૩૨૫
સાચ્યૂ બોલે ન કરૂ રીસ, નહિતર હવડા છેદૂં શીશ,
ક્ષત્રી બોલ્યો સાચી વાણિ, તુને ગમે તો લે ભાઇ ! પ્રાણ ૩૨૬
અમે ઓીના મેહણા માટ, રઝળવૂ પડસ્યે ઘાટે ઘાટ,
ઓિઇ વિક્રમનૂ માગ્યૂ કૂન તેહનૂ દુખ મુઝને મહામૂન ૩૨૭

---

સું વણસાડુ તાહારૂ કામ ધીઝારૂ કરે છે ગામ
જે લીધુ હોય તે કહે મુને, તે પાછું અપાવુ તુને
સત બોલ તુ સીવની આણ પુરપતને કમ સુપે માણ
એ ભુડો સા મટિ રાજ, તાહારૂ સુ વણસાડું કાજ
તાહારૂ સુ હુગી લાવીયો, કમ કુડો તાહારે કાહાનીયો

૩૨૦ પછી પા– તાહારે ડોસી બોની ઘોર, સાભળ રે ભાઇ ચાતુર ચોર ૩૨૧–૧ પછી પા તન મન ધન સરવે છે તેહ, આ થલી રાતમા તેહેની દેહ ૩૨૨ વાહાણામા પા પ્રેમહાકાજ ૩૨૩ પછી પા પાપી સુરખ હું વીક્રમ વીર, એમ કહીને દીધી તા ધીર અધર્મી અનાઇઓ આપ, સાને કાજે દો છો શ્રાપ ૩૨૪ સતોરો૦ પા સતોષી રપો તમ બાન રાણી પા કના આપૂ પા પરણાવુ ૩૨૪ ૨ પા સમ ષાઇ સતોકી તેહ, સીતન કરો ડોસીનો દેહ ૩૨૪ પછી પા– ચાતુર રાજા ચાલ્યો જાય છે, સા સા કૌતગ વાટે થાયે છે આપૂ૦–કે તરુણી પરણાવુ તતકાલ ૩૨૬ નહિતર હવડા પા કે જાુંઠું બોને તો ૩૨૫–૧ પછી પા– રાજા બોલો તેહેને સાથ, હેત ઘણેથી ઝાલો હાથ નિસરિયા પા નીકવા છો

સાંભળી વાત તેહના દુખ તણી, મન દુખ્યોં જીજણીધણી;
આપ્યૂં પુષ્પ મનાવ્યો મન, ઘેર વોલાવ્યો પંથીજન. ૩૨૮

દુહા.

વિક્રમ રાજા એકલો, (નિશ) ચરચા જોવા જાય;
(તિહાં) વઢતાં દીઠાં વાણિયાં, અટકી ઉભો રાય. ૩૨૯

ચોપાઈ.

કહો ભાઈ! વઢો સ્યા માટ? અરધી રાતે સ્યા ઉચાટ?
બે મોટાં એક નાનો તન, સુખદુખ પૂછે છે રાજન. ૩૩૦

---

૩૨૭-૧ પરસ્પે પા. પડે છે ૩૨૭-૧ પછી પા. મા વધારો-સકટ દુખ પર્યું છે મુને, માટે તો પાત્ર લાગુ હું તુને. ૩૨૭-૨ વિક્રમનૂ પા. રાજાનું સુજનો૦ પા. છે અતિ અતુલ્ય ૩૨૭ પછી પા -

તે ફુલ આપાના પાધા સમ, ચઢાવ રાજા તે આપે કમ
દુખીયાનો ભાન મનમા વસો, હેડા માહે રાજા હસો

૩૨૮-૧ પછી પા. ચડાવ રાજા કોઢો જે તમો, અધરમ કરનારા તે અમે.
પરે હરે દુખ સુખની કર સુલ,અસ્રીને આપ આ લે હું ફૂલ

૩૨૮-૨ મનાવ્યો પા. મનાવૂ પથીજન કે. પા. નરી જન ૩૨૯ વિક્રમ પા. નરપીત અરધી૦ પા. જોર કરતો જાય અટકી કે પા. રીઝી. ૩૨૯ પછી પા - માહો માહે તે વડે, રાજાને ગાજો હેત;
તે રાજા કાને સાંભળે, હેટે ઉપનું હેત.
વીચાર કરો મન વીમાસે, દીસે છે એહ મન દુખ,
પુછી પાર લેવું એહનો, ઈસ્વર ભારે ભુખ.

૩૩૦ સુખ૦ પા. મરવાને સા માટે મન. મોટા કે. વરધ નાનો કે મોરા સુખ કે. સ્યુ ૩૩૦ પછી કે પા. માં આ બે કડી વધુ છે -
શા માટે બાલક નાસી જાયે, શાની એહને મન ઈછાયે;
(પા. તારે તે બોલો વાણીયો, નરપતને તસકર જાણીયો)
આજ એહનો વીવા થાસે, ઘડીયું લગન મધરાતે જાયે
ચોરી બાધી શેરીમાં જાયે, હરખ વેસા માહે હાણ જ હોયે
પછી પા.-એહને થાયે છે દુઃસ જ ઘણી, જેહેની લેહેર સમુદ્ર જ તણી

દુહા

માત તાત તાં બોલીયાં, ઇચ્છા મોટી તનઃ
કુંડલ રાજા વીરનાં, (તે) પેહેર્યાં જોઇઇ કર્ણ. ૩૩૧
તે માટે નથી પરણતો, તજે પોતાના પ્રાણ,
હુંસ મોટી છે તેહને, સાંભળ ભાઈ વાણિ. ૩૩૨
આસ્વાગત તેહને કરી, રાજાઈ દીધી ધીર,
કુંડલ કાઢિ આપિયાં, એહવો વિક્રમ વીર. ૩૩૩
મન મનાવ્યું તેહનું, ભાગ્યું તેહેનું દુઃખ;
વલી રાય પંથે પલ્યો, કરવા બહુજન સુખ. ૩૩૪

ચોપાઈ.

ચાલ્યો રાજા ચતુરસુજાણ, મારગમાં આવ્યો મહેરાણ;
તિહાં જુઇ તો દીઠો જાર, દેહ તજ્યાનો કરે વિચાર. ૩૩૫
અગ્નિકાષ્ઠ એકઠાં તે કરે, ચિતા પુઠે પ્રદક્ષણા ફરે;
કૌતક તે જોયૂં રાજન, થર્યૂ પોતે બલવાનૂ મન. ૩૩૬

---

૩૩૧ તાં બોલીયા કે. પા કહે સાભલો. તન કે પા હિ આન્ય વીરનાં પા વીક્રમ તણાં. કર્ણ હિ કાન્ય (તે) પહેર્યાં૦–કે. પા કુઅર કહે ઘાલુ કાન.

૩૩૧ પછી પા –હુટી ચોરી એ લાવીયો, કે કા ડંડા દેસ,
એ હમ આપે સુજ્નને, વીપરીત એ તો વેસ

૩૩૨ માટે કે થાપે ૩૩૨ ને બદલે કે પા મા આ પંક્તિ છે –
વખાણ કરા લોકે ઘણા, તે હોસ થકી છે હાણ.

૩૩૨ પછી પા – પુત્ર મરે છે માકમી, ભાગે છે ઘરસૂત,
વસ જાયે છે વણીકનો મથવીપતનો મરજો પુત્ર.
ગાલો લાગી તેહને ગલી, રીઝો વીક્રમ મત;
સાબાસ સાબાસ તેહને કહું, તે સતોપા તરત

૩૩૩ રાજાઇ પા ધારણ આસ્વાગત પા આસનાવાસના; ક્રા આગતસ્વાગત તેહને પા. આદરી ૩૩૪ ભાગ્યું૦ પા સંતોષ પમાડા સુખ. વલી રાય પા પ્રથવી પત. કરવા૦ પા ભાગી તેહની ભુખ. ૩૩૫ મહેરાણ હિ મસાણ મારગમા૦–કે. પા તજતો જાર દીઠો છે માણ રાજા કે. પછે ૩૩૬ આ કડી કે. પા માં નથી.

રહે રહે રે ભાઈ! મ કર તું ઘાત, તાહરા દુખની કહેને વાત;
ખરૂ ન કહે તું મુજને આપ, તાહરિ હત્યાનૂ લેજે પાપ. ૩૩૭

દુહા

તાહરે દુખિયૈ બોનિયો· માહારૂ દુઃખ અપાર,
માહરે દુખ હછે ઘણૂ, જોઈઈ રાજાનો હાર. ૩૩૮
તે •તરુણીને આપવો, તેહની પાડિ હોડિ,
તે આશ ન પોહોતી અમ તણી, રહ્યો છે મનમા કોડિ. ૩૩૯
તે માટે દેહકષ્ટે મરું, તેમા નહી સદેહ,
સમ દીધા તો સાભળો, માહરૂ દુ ખ છે એહ. ૩૪૦

---

૩૩૭ રહેo—કે પા ભૂત પ્રેત કે છે કા જાત, કરે કૈય ચડેરી રાત ખરૂ કે તે રખ હત્યાનું કે દેહનુ લેજે કે તુજને. ૩૩૮ દુખ હિ હોંસ ઘણુ હિ ઘણી કે પા મા આ દુહાની કડીને બદલે ચોપાઇની આ કડી છે—
(પા—તે વેહા તે બોલ્યો જાર, કહું વાત નીશ્ચે નીરધાર)
માહારે હોંસ હૈડામા ઘણી, આ નગર તણો ધોરીધર ધણી
તે તો લાવો અમુલખ હાર, કાગલ વિખાણી (પા લોક વીનાણુ) કરીકાર
૩૩૯ રહ્યો હિ રહ્યુ ૩૩૯-૪૦ ને બદલે કે પા માં વધારો—
પા—ત્રણ લોકનુ તેહેમા તેજ, દુખી નર નારીને મન હેજ,
નથી હાર દીઠા મેં દૃષ્ટ, નથી શોભા અમાની સ્રષ્ટ
કે પા—ગુણકા એક ગુણવતી ઘણી, મીત અદકી માહારે તે તણી,
કે—તે કહે હાર જ લાવે હું, હજ સાથે તો બોલું હું,
માટે કમ જાણુ તે હાર, દુભાવે છે નમેહેરી નાર
પા—તેહેનો બોલ હૃદયામા ધરૂ, જે માગે તે હાજર કરૂ
તેણીરે મુજ પાસે માગ્યો કાલ, હાર વીક્રમનો મુજને આલ
તનમનધન જાણું છુ તુને, તે હાર કાઢ રોઢાવો મુને
ગુણકાયે માગ્યો વીક્રમનો હાર, તેહેની મેં હા ભ્રી છે નીરધાર
હાથ વાહા ગુણકાને જયે, તેહ વચન માહારૂ કમ પલે?
મેં વીચારૂ મન આ દીસ, હાર લાકતા જાયે સીસ
નીપાલાની ગોતી જમ, જીવતી માહારી મલાપે કમ?

હાર અમુલક આપિયો, પલક જ પોહોતી આશ,
મન મનાવી વોલાવિયો, સ્વયં મંદિર તે જાય. ૩૪૧

### ચોપાઈ

પ્રાતસ્કાળ થયો જેટલે, રાજા ઘેર આવ્યો તેટલે,
રાજસભા બેઠા રાજન, તેડાવ્યો રાંડિનો તન. ૩૪૨
કુમકુમ ચંદન અરચ્યા પાય, દાસીદાન કરયું તે રાય,
ઉપરિ આપ્યા લાખ સવાય, કીધી નવલી અતિ શોભાય. ૩૪૩
નવા મેહેલ સુંપ્યા ભંડાર, વસ્ત્રસામગ્રી, કણુકોઠાર.

તેવો તે વિક્રમ દાતાર, સુખકરણ, દુઃખભંજનહાર. ૩૪૪
એહેવો તે વિક્રમ મહારાજ, સુખે ચલવે પોતાનું રાજ્ય,
તેહનું સાંભળે જેહ ચરિત્ર, પતિત ફીટી થાય પવિત્ર. ૩૪૫

---

બોતું અબોતું કમ કીજીયે, માટે દેહની હતા દીજીયે.
અગન કાષ્ટ ભક્ષીને મરૂ, અાતકાલે બોલું છું ખરૂ.
કે. પા –તાહારે પાગ પડુ આ દીસ, જો તુ હવડાં ક્ષેદે શીશ
પાઃ–ચતુર રાજા કેહે સાબાશ, પ્રીત કરી બેસારો પાસ.
રીઝ યકી તે ચાંપો રૂદે, વાણી અમૃત જેહેવી વદે.
લો હારને સુક્ષીયો થાયો, ઘણા ગુણ ગુણકાના ગાયો

૩૪૧ પલક૦–કે. હિ. પલક (પા ક્ષણું) ન લાગી વાર. મન૦ કે પા. મન મનાવીને વલો, જોખ કરાવી જાર. ૩૪૨ રાંડીનો કે. બામણીનો. ૩૪૩ કીધી૦–કે. સુંદર મોહોલ સહિત સોભાય. ૩૪૪ નવા૦–કે. ભરી આલા અગણીત ભડાર. ૩૪૨ થી ૩૪૪–૧ને બદલે પા.માં વધારોઃ–

દોહા–પ્રાતસ્કાલે પરવરો, પુનવંતો પુરણ પેર;
તેડો પેલા વીપ્રને, ઘણે ટૂંતથી ઘેર.
તેડી તેહેની નાતને, તેડું ભોજન સર્વ,
તેડી કંન્યા નાગની, મુકો મનનો ગર્વ.
પોતે લાવો તો પરણવા, તે લગન તે દીસ,
તે વનીતા સુંપી વીપ્રને, વચમાં આણ્યા ઇસ.

દુહા

ચરિત્ર એહવું સાંભલી, દાતા આપે લાહાણુ,
કિરપી તો માને નહી, સુંમ તો છંડે પ્રાણ. ૩૪૬
જૂઠા મન જૂઠું વસે, સાચાને મન સાર,
સત્યવાદિને સુહામણું, હસીને મન હાર. ૩૪૭
પરગજુને મન વસ્યું, શૂરાને મન શૂર,
હરિજનને હેત ઉપજે, નિરગુણને છે નૂર. ૩૪૮
વિક્રમમહિમા સાંભલે, નિરધન પામે ધન,
મૂર્ખ તે વિદ્યા પામસ્યે, વાંઝય તે પામે તન. ૩૪૯

---

પુત્રી પરણે જેમ પેટની, જમ પરણે પોતાનો પુત્ર,
અધીક હરખ ઉજેણમા, સોભા કીધી સુત્ર
ભંડાર ભરાવો મોતીયે, આભુષણ, કણકેકાર,
વીસ ગામ લખી આપીયાં, ક્ષણું ન લાગી વાર
પોતા જેવો પરીત કરો, પોતાના જેહેવા મેહેલ,
સુંબને મન તો કષ્ટ છે, દાતાને મન રોહેલ.

૩૪૫ એહવો૦–કે. હિ મા આ પંક્તિ નથી તેહનૂં૦–ચતુર પુરૂષનુ સુણે ચરિત્ર
૩૪૪–૨ થી ૩૪૫ ને બદલે પા –

એહેવો એક અવની વીરે, દેવ રૂપ દાતાર,
પરદુખભંજણ, સુખકરણ, નોંધારા આધાર,
સાક લખાણી સાહાસમાં, પઢીતે લક્ષા પુરાણ,
વીક્રમાજીત ઉજેણપત, મોટમ જસ મેહેરાણ
ચેક હસને કારણે, કીધાં કોટીધા કામ,
એતીક સાહસ સાક લખ્યા, નવે ખંડમાં નામ

૩૪૬ કીરપી કે મુરખ. સુમ કા સુંબ, હિ ગોમ ૩૪૬ પછી કે માં વધારેઃ–
આપવાથી મરતું જાણુ, સુખ તેહેનુ મન એહ ઈશ્વર જેવો જાણુને જે દાતાનો દેહે
૩૪૮ મન વસ્યું કે ગીતરી ૩૪૯ મી કડી કે માં આમ છે –
વાક શોભા એ વીરની, પીછે તે પાવન;
પરદુખહરણ મયણીવીરે, તેજ જ્વરશો જન.

દુખ દરિદ્ર વ્યાપે નહી, નહી વ્યાધિ ને રોગ,
સંપ સહોદરમાં ઘણો, નહિ પુત્ર મિત્ર વિયોગ. ૩૫૦
એહવ સાંભલે હેતે કરી, કરે પુન્ય મહા કામ,
ફ્લે દર્શન નર્મદા તણું, નાહ્યે ગંગાસ્નાન. ૩૫૧
નથી થયો અવનિ વિષે, સત્યવાદી રાજન,
એહવો જે દાતા થસ્યે, તે બેસે આસન. ૩૫

---

૩૫૦ આ કડી કે. માં નથી. ૩૫૧ એહવૂં૦–કે. હેતે શીખે સાંભલે, દયા ધરી દે દાન. ૩૫૨ નથી૦–કે. પરમારથ પરજા તણો, રુડો તે રાજન. ૩૫૩ મી કે. માં આમ છેઃ–

ભાવ ધરીને ભોજ સુણ, પાચે પાતીક જાયે,
એવાં પ્રાક્રમ જો કરો, તો ધરો સીંહાસન પાયેં.

૩૪૬ થી ૩૫૩ કડી પા માં નથી પણ નીચેની કડીઓ છે; તેમાંનાં કોઈ કોઈ પદ ઉપલી કડીઓનાં પદને કંઈક કંઈક મળતા છે –

કેહે પુતળી ભોજ સુણ, રુડો ધારપત રાયો,
એહેવાં પ્રાક્રમ જો કરો, તો ધરો સીંહાસન પાયો
એહેવાં પુન્ય થાયે નહી, એહેવા ન થાયે દાન,
તો તો પાગ ન પરઠશો, તો થાસો ઘણું ઉપમાંન.
કોડે કામ વીક્રમે કરાં, તે તો પુન પરતાપ,
એક થયો અવની વીષે, અતલીબલ એ આપ
સરવથી મોહોટું પુન્ય છે, તેથી મોહોટું સત.
તેથી મોટો પરમારથી, પરમેશ્વર રાખે પત.
સભા સહુકો સાંભલો, સહુ દેજો રુડાં દાન;
પુનથી પરમેસ્વર મલે, માહા રુદ્ર તણું બહુ માન.
એહ કથા જે સાભલે, પુરણ મન પરસંન;
ફ્લ ચાંદ્રાયણ બ્રતનું, દેવાનું દરસંન.
ગંગા ગયા ને ગોમતી, કાશી, કુરુક્ષેત્ર, કેદાર,
તેહ ફ્લ એ ભોગવે, મુગતી પદારથ ચાર.
વિજોગ ટલે વાહાલાં તણો, ટલે વઢાની ગાલ
અરથ ગરથ રથ ભોગવે, નારાયણ કરે નાહાલ.

સુખે બેસો ભોજ રાયજી! દાતા ગંદવા થાય,
પરકામ એહવાં કરી નવ્ય શકો, તો નવિ ધરસ્યો પાય. ૩૫૫
એહવૂં કહી તે પુતળી, આપે ગઈ આકાશ,
નવમી કથા પૂરણ થઈ, કહે કવિ સામળદાસ. ૩૫૬

---

ગુર્જર દેસ ગરૂયો ઘણું, વેગનપુરમાં વાસ
શ્રી ગોડ માળવી વીપ્ર સુભ, વીવીધ વાગ્યીવીલાસ.
સુત શ્રી વીરેસ્વર તણો, સામલ ભટ કવીરાજ,

* * *

.માતર મગણા માહે મણી, સીંહુજ સીરોમણ ગામ,
વીરેસ્વર મહાદેવ છે, જેનુ નવ ખંડમાં નામ.
જગત લોક કરે જાતરા, મોટમ પદમી ભેર,
ચોખાનો લાડુ ચડે, સવા મણ ને શેર
સાર સકલ જે સાહાસ્ત્રનું, પુન પરમારથનો પંથ,
કવીએ કીધો કોડસુ, ગુણસાગર ગરૂયો ગ્રંથ
ઇષ્ટ જેને અંબા, અનપુરણા, મહારૂદ્ર તણું બહુ માન,
એહવું સાંભલી આપસે, અન્ન, વસ્ત્ર, દક્ષણા, દાન
અડસઠ તીરથથી અધીક, સુભ ગંગાના સ્નાન,
ભોજરાજ ભુપત ભયો, કહી વનીતાયે વાત,
એવા થાયો તો પગ ધરો, વીસ્વ માંહી વીખ્યાત
૩૫૪ પુતળી* કે ઉતપતી આપે કે. પુતળી નવમી કે પા હિ એહ.
૩૫૪ પછી પા -સોતા વગતા સમજતા, કેહે કવીતા કરજોડ,
સામલ ભટ કેહે બોલજો સહુ, જે જે શ્રી રણછોડ

(પા ની) ઇતીશ્રી પરમારથપુરાણે, વીક્રમારકચરીત્રે સહીયાસનબત્રીસી
મધે કવી શ્રી સામલદાસ વીરચીનાયાં હંસકા વરણ નાંમ
સમાપતઃ સંવત ૧૮૩૩ વરષે અસાડ સુદ ૧૦ વાર સનેઉ
લખીતં ભટ, પીતાંબર ભુખણ પઠનારથ લખીતં,
દસ વારતા પાનાં ૨૯

# રાજા ગર્ધવસેનની વાર્તા ૧૦ મી, પુતળી વનિતા

## ચોપાઈ

(શ્રી) ગુણપત્ય કેરા પૂજું પાય, વર્ણવું વિક્રમ રુડો રાય.
એક સમે શ્રી ભોજ રાજન, વિચારૂં પોતાને મન. ૧
તેડ્યા પંડિત જોશી ઘણા, અનેક પાઠી વેદ જ તણા;
પૂછિને સમહુરત લીધ, અનેક શોભા બહુ વિધ કીધ. ૨
વેર્યાં પુષ્પ ચિહુ પાસ અનેક, ધોયા ઉપર દૂધ વશેક;
કુમકુમ છાડા દેવરાવ્યા બહુ, જયજય શબ્દ બોલે છે સહુ. ૩
ગડગડે વાજિત્ર, ઢોલ, નીશાણ, જાચિક જસ બોલે વખાણ;
દુંદુભિના દ્રમકારા થાય, કાયર કેરા ન ટકે પાય. ૪
સ્નાન, દાન કરવૂં ભોજ રાય, સિંહાસન પર માંડે પાય;
તાહરે પુતલી કહે વચનઃ સાંભલને તું ભોજ ! રાજન. ૫

## દૂહા

બોલી વનિતા પુતલીઃ ભોજ ! ન ધરય તૂં ચરણ,
સિંહાસન સ્પરશ નવિ કરો, બેસો હેઠા ધરણ. ૬
સિંહાસન સુરપતિ તણું, જિત્યો વિક્રમ વીર;
(તે) પરદુઃખભંજન, સુખકરણ, અજિત, અભેદ, તે ધીર. ૭
પરકારજ પ્રાક્રમ કરે, તે સુણી મન જોય;
નથી થયો અવનિ વિષે, વિક્રમ વિણુ બીજો કોય. ૮

---

૧ કે. માં આ કડી પહેલી છેઃ–

સરસવતી માત નમું કરજોડ, પુરો માતા માહરા મન કોડ.

૨ તેડયા૦–કે. તેડા પંડિત સાધ્ય સાધ્ય સજાણ, પુરણપાઠી વેદપુરાણ. અનેક૦–કે. શોભા અસેષ અલેખે કીધ. ૩ છાડા કે. છડા. ૪ ગડગડે૦–કે. નાદ નફેરી ધોલ નીશાણ, વિવીધ પ્રકારે જસ વખાણ. ૫ કરવૂં ભોજરાય કે. કીને રાય. માંડે કે. ધરે. ૬ ફા. ચર્ણ; ધર્ણ. ૭ પરદુખભંજન કે. અરીગંજન. સુખકરણ કે. સંકટહરણ. અજિત૦–કે. સમરથ શુધ શરીર. ૮ પરકાજ૦–કે. પરદુખ દેખી

તે સરિખો દાતા થસ્યે, ઉદાર, ધીર, મહામન,
સૂણો ભોજ ! તમે ચિત ધરી, તે બેસે આસન. ૯

કહે ભોજઃ સુણિ પુતલી ! તૂં છે ચતુર સુજાણ;
વિક્રમે પ્રાક્રમ જે કરયૂં, તે મુજ કરો વખાણ. ૧૦

## ચોપાઈ

વનિતા બોલી રૂડી વાતઃ સૂણો ભોજ ! જોડી બે હાથઃ
સકળ સભા સાંભળવા રહે, ભોજરાય હુંકારો દે. ૧૧

કહું ઉતપતિ રાજા તણી, જેહની જસ કીરત છે ઘણી.
સર્વ દેવનો ઇંદ્ર જ રાય, બેઠો સર્વ ભરી સભાય. ૧૨

મિનકા મોહની નૃત્ય જ કરે, (જે) દેખે તેહનૂં હઇયડૂં ઠરે;
વાજે તાલ, મૃદંગ, ને ચંગ, થઈ રહ્યા નૃત્ય નાટારંગ. ૧૩

નૃત્ય જોઈ ડોલ્યા દિગપાળ, દેવ સહુને અધિકો વહાલ;
નૃત્ય કરે છે અતિ અનૂપ, જુઈ સુરપતિ કેરો ભૂપ. ૧૪

---

સહે નહી દરખ ધરેણો હોય ૯ ઉદાર૦–કે. મહીપત મોટે મન. સુણો૦-કે. ભામની કહે સુણ ભુપની. ૧૦ ફા. મુજ આગળ. ૧૦ ને બદલે કેઃ–

કહે ભોજ તે કેવો રાયે, તેહના કુણ પીતા, કુણ માય.
કાંહી ઉછરો, કાંહાં જનની જણો, બારે વિદ્યા કાંહાંથી ભણો.
અવની કમ જીતી અધીપતી, રુડી કરમની રેખા રતી.
જીત્યો કમ તેણે મહાવીર, અનમીનાં ઉતારાં નીર.
અહુરણી જેણી અવની કરી, ચાલી ખાત નવ ખંડે ખરી.

૧૧ મી કડી કે. મા આમ છે'–

પ્રીત ધરીને કાહો પરમાણ, વનીતા કેહે વીક્રમની વાણ
સુણ રે ભોજ બડ બારે ગુસ્વ્પ, રુડું દેવાંસી દ્વજ સ્વ્પ.

૧૨ ફા. રાજા વિક્રમ. કહૂં૦–કે. કહુ જસ કીરત તેહ તણી, ઉતપત એહ અધીપતી– વળી. સર્વ૦–કે. એક સમે બેઠો તો રાયે, સુર તણી હુતી તાંહાં સભાયે. ૧૩ (જે) દેખે૦-કે. ચતુર પુરૂષ જે દેખી ઠરે. ૧૪ નૃત્ય કરે૦–કે. ગાયે મોહોની મંગલ ઘણો,

દુહા

અંગરાગ મૃગમદ તણો, મોહની મોહ સ્વરુપ,
ભમે ભમરી બહુ ભાતિની, રીઝયો સુરપતિ ભૂપ. ૧૫
નૃત્ય પૂરણ જાહરે થયૂ, હર્ખ્યોં તે મઘવાય,
અમુલક હાર તે આપિયો, કિધા સહુ પસાય. ૧૬
ઈંદ્ર કહેઃ સૂણિ અપછરા, જાયો ગિરિ કૈલાસ,
શંભુ આગળ નૃત્ય કરો, સદા નિરંતર પાસ. ૧૭
એકે દિવસ નવિ આવશો, રહેજ્યો શિવને શરણ,
રીઝવો ઉમયાકતને, વાણી સભલાવિ કરણ. ૧૮
તાહરો નાચ તે નિરખિયો, રીઝયૂં માહરૂ મન;
માટે ભેટ હુ મોકલૂ, જાયો શિવભુવન. ૧૯
એ શિવના પ્રતાપથી, થયો ઈંદ્ર હૂ આપ;
આ જે સમૃધ છે માહરી, તે એહુનો પરતાપ. ૨૦
પ્રણામ કરી ગઈ અપછરા, લેઈ વચન શિર સૂત્ર;
મળ્યો જતા તે વાટમા, ઈંદ્ર તણો જે પુત્ર. ૨૧
કિહા જાય છે મોહની, સાચી કહે તે વાત,
ઈમ કહીને તેહનો, ઝાલ્યો તેણે હાય. ૨૨
વચન થયૂ તમ તાતનૂં, તે મેં ધરિયૂં શીશ,
જાયૂં જૈ કૈલાસમાં, જિહા બેઠા છે ઈશ. ૨૩

---

અતી ઓપમા ઇદ્રાસન તણો ૧૫ સુરપતી કે બારે ૧૬ કિધા કે પ્રીતે ૧૭ સદા૦-કે શ્રી પરીમમને પાસ ૧૮ એક દિવસ કે આહ્વા દાડા ફા કર્ણુ સર્ણુ. વાણી૦-કે કામની સાભવ કર્ણુ ૧૯ જાયો૦-કે શીવભવન ઘ વન ૨૦ આજે૦-કે સમરધ સઘડી માહારી એહનો, કે શીવનો ૨૧ અપછરા કે પ્રેમદા લેઈ વચન કે સારો માગી જતા તે કે. વનીતાને ઇદ તણો કે પ્રતાપવત. ૨૨ મોહની-કે કામની તેહનો કે તે સમે તેણે કે જુવતીનો ૨૩ બેઠા છે કે અપનીવા રણ ૨૦ પછી કે. પા નો વધારો-

ઉતપત, સ્થિત, લય એ થકે, એહ અંગોની ઈશ,
ભરતા, હરતા, કરતાર એ જુગપત જે જગદીશ

રીઝવૂં ભોળા નાથને, નૃત્ય કરૂં અપાર;
તે હેતે કરુણા કરે, (તો) સફલ મુઝ અવતાર. ૨૪
સુણિ કુવર તે બોલિયો, ચાલ્ય અમારે આવાસ,
સદાશિવ તુને સ્યૂ કરે, હૂ રાખૂ મુઝ પાસ. ૨૫
અનેક પ્રકાર તેણે કર્યો, ન માની એકે પેર,
જાતી'તી કૈલાસમાં, તે લેઈ ગયો ઘેર. ૨૬
નૃત્ય કરે દિન દિન પ્રતે, શોભા બહુ વિધ હોય,
તે જાણે ચિત એકલો, ન લહે બીજૂ કોઈ. ૨૭
ઇમ કરતાં દિન વહી ગયા, થયો પુરણ એક માસ,
ગયો ઈંદ્ર કૈલાસમા, શિવજી કેરે પાસ. ૨૮
દિધાં માન મહારુદ્રજી, ભલે પધાર્યો ભૂપ,
તમ આવે આનંદ ઉપનો, દીઠૂ દેવસ્વરૂપ ૨૯
ઇંદ્રે પ્રદક્ષણા કરી, નમીને લાગો પાય,
પછે સ્તુતિ કીધી ઘણી (તમો) ભોલા છો શિવરાય! ૩૦
ધ્યાન ધરયૂ પછે શિવ તણું, જેહવા દીઠા દેવ;
અમો સેવક છૂ તમ તણા, કરવા આવા છૂ સેવ. ૩૧

---

તત્વ ગુણ ત્રણે તણૂ, સમ્ન વેદનુ સાર,
સકલ બીજ અષ્ટ તણૂ, મીઠે નદી કો પાર.

૨૪ મી કડી કે મા છે—સાચે દલ સેવા મન, સફલે આ અવતાર, ભુક્તી મુ' મતજ્લતરણ, દેયણ એ દાતાર ૨૫ કે મા છે—

મ્હે કુઅર સુણ ભામની, પ્રીતે આવ મુજ પાસ,
રીઝીને રાખુ અમો, વનીતા તુજને વાસ
સદાશીવ તુને સ્યું કરે, તાહારૂ ત્રડુ રૂપ,
એ તો બોઠ ભાગના, ભોલા ભારે ભુપ

૨૬ માની કે મીઝી ફ્રા ગેરો પોતાને ઘેર ૨૭ કરે દિન દિન પ્રતે કે કર.. નીત નવી શોભા બહુ વિધ કે હોસ ઘણેરી ૨૮ શિવજી૦—શ્રી પરી ભમને પાસ ૩૦ (તમો)૦—કે દીઠા ભોલા રાયે ૩૧ પછે શિવ૦—કે એક ચીતથી અમો૦—કે૦

ઈંદ્રે સ્તુતિ કીધી ઘણી, જોડીનઈ બે હાથ,
વાત કરી વિનોદની, શંભુજીને સાથ. ૩૨
મેં અપછરા મોકલી, તમ સેવાને કાજ,
તે હવડા કિહા નૃત્ય કરે, સાચુ કહો મહારાજ! ૩૩
શિવ કહે (તે) આવી નથી, નથી જાણુના મર્મ;
સુરપતિ થઈ જુદૂ વદે, તેહ નહિ તાહરો ધર્મ. ૩૪
ઝાખો તે સુરપતિ થયો, સુણી સદાશિવ વરતાંત;
અનુચરને તિહા મોકલ્યો, તેડી અપછરા તંત. ૩૫
કહે તૂ પાપણી કિહા રહી, રાખી કોને પાસ,
મુઝને જુઠો પાડિયો, તૂ નવિ ગઈ કૈલાસ ૩૬
તે કહે સુત મળ્યો વાટિમા, ઝાલી માહરી બાહ,
નૃત્ય કરાવી જોરસ્યુ, (મુઝને) રાખી મંદિર માહિ. ૩૭
તેજો સુત કોપે કરી, સાચી બોલ તૂ વાણ;
કિમ જાતા રાખી અપછરા, બુદ્ધિ કરી અજાણ. ૩૮
લોપી લાજ તેં માહરી, થયો ઘણૂ તૂ ગમાર,
જા તૂ પશ પૃથવી વિષે, ભોગ૦ ગર્દભ અવતાર. ૩૯

---

ચરણ રજવદણ અમે, કરુ સરવદા સેવ ૩૨ ઈંદ્રે૦-કે વીને કરે વાસવ ઘણો, હેતે જોડી હાથ ૩૪ શિવ કહે (તે)૦-કે નારી કો વદે કે કહો. ૩૫ ઝાખો૦-કે મઘવા મન ઝાખો થયો, ને વીપરીત વરત ૩૭ મી કડી કે મા છે—

વનીતા વાણી ઉચરી, પાગ નમાવી શીશ,
મહારાજ વાંક માહારો નથી, રખે કરોજી રીસ
વાસવનો સુત વાટમા, સહેજે મલીયો સાથ,
જાતા કેહેતા તે નરે, ઝાલો માહરો હાથ
કાનાવાલા કે કરા, મેં તો લખ કરજોડ,
જવા ન દીધી શીવ કને એહવો માન મરોડ
કહે શીવ તુજને સું કરે, તો માહારુ કેટલુ જોર,
સાચુ બોલે જે ઘટે તે કહો આપ અકોર
૩૯ થયો૦-કે થયો સુ ગમાર ગર્દભ અવતાર કે ગર્દભનો અવતાર.

મહારાજ! મુને તે શાપિયો, કર્યો ગર્દભનો દેહ,
તે કિહારે અમો છૂટસ્યૂં, પ્રસન થઈ કહો તેહ. ૪૦
મહારાજ! ચુક્યો હૂં મન વિષે, તમે ભોળા શિવ આપ,
કહો ઈંદ્રને કરુણા કરે, ક્ષમા કરો મુઝ શ્રાપ. ૪૧
દયા આવિ (ત્રિ)શુલપાણિને, શિવ કેહેઃ સુરપતિ રાય!
વચન પાળો માહરૂં, આપો એક પસાય. ૪૨
ઈંદ્ર કહે સુણિ રે અસ્યા! ભોગવતી શુભ થાન,
અવતાર પામીશ ગરદભ તણો, પણ પામિશ બહુ માન. ૪૩
નિશા સમે તૂં દેવતા, દાહે ગરદભ હોય,
ભોગવ્ય લીલા અતિ ઘણી, મર્મ ન જાણે કોય. ૪૪
પુત્રી વરય જે રાયની, થારયે તાહરૂ કામ,
તેહનો પુત્ર પેદા થસ્યે, નવ ખંડે રહેસ્યે નામ. ૪૫
પ્રતાપ સુરજ સમો હસ્યે, ઈંદ્ર તણો અવતાર,
પછે તૂં સ્વર્ગે આવજ્યે, (જીહારે) ઉદર રહે કુમાર. ૪૬
પછો પુત્ર પૃથવી વિષે, સ્થભતીરથ નિજ પેસ્ય,
ગરદભ થઇને અવતર્યો, કુંભાર કેરે ઘેસ્ય. ૪૭
ઈંદ્રિ શિવ સંતોષિયા, ગયા તે ઈંદ્રાસન,
કોપે કરી તે શ્રાપિયો, પછો તે પૃથવી તંન. ૪૮

---

૩૯ પછી કે માં છે–બુધ કરી ગરદભ તણી, ઈશ સમીપે આજ,
કર કરીયુગમા કાસીદુ, લખણુ સેવા લાજ
સુત શીવને ચરણે નમો, મોહોટા છો માહાદેવ,
કરો ઓસીંકલ આપને, સભાવ હું વે શેવ
૪૦ તે૦–કે તેહનો કારે છુટકો તાતજી કાહોને તેહ. ૪૧ ફ્રા ક્ષીમા મહારાજ૦–કે, હું મદમતી મન ચુકીરો ફ્રા શી સિવ શિવ કે ઈશ છો ક્ષમા૦–કે શાંત પમાડે શ્રાપ. ૪૨ ત્રિશુલપાણિને કે તે દેવને પાલો માહરુ કે પાવ એ પુત્રનુ આપ૦–કે કાઈક પરસન થાને ૪૩ ઈંદ્ર૦–કે શ્રાપ તો મીટ્યા નહી કરુ આપું એક વરદાન બહુ કે મહીપત ૪૪ મર્મ ફ્રા તેહનો મર્મ ૪૬ (જીહારે) ઉદર૦–કે કુલ પ્રગટ

## ચોપાઈ

કુંભાર રામજી તેહનૂં નામ, રહેતો સ્થંભતીરથને ઠામ;
વહે તે ભાર મૃત્તિકા તણા, તેહના ઘરમાં ગરધભ ઘણા. ૪૯
એક દિવસની છે મધ્ય રાતિ, સુતો માનવ જાતો જાત્ય;
એક ગરદભ બાંધ્યો છે તિહાં, સુતો ઉઝો ઘરમાં જિહાં. ૫૦
અલ્યા ઉઝા! તું સુતો જાગ્ય, વરદાન માહેરી પાસે માગ્ય;
(તાહરા) રાજાને ઘેરે જઈ રહે, હું કહું છૂં તે વાતો કહેઃ ૫૧
(કહીઈ) માહેરા ગરધભ પાસે આવ્ય, તાહરી કુંયરીને પરણાવ્ય;
કાલ્ય સવારે નહિ કહે તૂં, તો તજારખ દેયૂં હૂં. ૫૨

ઈમ કહી ગરધભ છાનો રહ્યો, ઉઝો ઉઠી બેઠો થયો;
અરૂં પરૂં (તો) નીહાલી જોય, મનુષ્ય નામ નવિ દીઠું કોય. ૫૩
અચિરજ વાત મનમાં એ ધરી, સુતો તે તો પાછો ફરી.
કહે ભણકારો વાગે દેહ, કે સ્વપન લાધૂં મુઝ એહ. ૫૪
એમ કહી સુતો જાહરે, ફરી ગરધભ બોલ્યો તાહરેઃ
હલ્યા! વાત કહે છે નહિ કથી, સ્યૂં મુઝને ઉલખતો નથી? ૫૫
તાહરા રાજાને કર (તું) જાણ, નહિકર તાહરા લેઇશ પ્રાણ.
કુંભાર ઉઠીને અચરત જોય, ગર્દભ પાસ નવિ દીઠો કોય. ૫૬
થયૂં પ્રભાતિ વિચારી ચેત્ય, ગયો પોતે પ્રધાનને ઘેરઃ
માહારાજ! એક વાચા તુમ લહૂં, (તો) વાત એક અચિરતની કહૂં. ૫૭
પરધાને આપ્યો નિજ કોલ, સુખે જે ગમે તે બોલ.
માહરે ઘેર ગરધભની જાતિ, (ત) બોલ્યો જિહારે ગઈ મધ્યરાતિ. ૫૮

---

તેહ કૂમાર. ૪૭ કુંભાર૦-કૂંભકારનીજ ઘેર. ૪૯ કુંભાર કે. કુલાલ. તણા ફ્રા. તણોઃ ઘણા ફ્રા. ઘણો. ૫૧ વરદાન૦-કે. તાહરે મનગમતો તે માગ્ય. ૫૨ પછી કે :- કહીયે રાજા સૂણજો તમો, સત કેહેવા આવા છું અમો. ૫૨ માહારા ફ્રા. કહીઇ. માહારા કુંયરીને કે. પુત્રી પ્રીતિ. દેયૂ કે. દેઇશ. ૫૫ હલ્યા૦-કે. હલા વાત કહી જે કથી. ૫૬ નહિકર૦-કે. નહિતર તાહારા હું ખોહીસ પ્રાણ. ૫૭ (તો) વાત૦- કે. અરજ એક તમ આગલ કહું. ૫૮ પછી કે. નો વધારો-જહુ માણસ બોલે જમ,

માણસ વાત કરે જિમ રીત, તિમ મુઝસ્યૂં જોડે છે પ્રીત;
કહે ચેનાજ્ય જે તાહરો ભૂપ, જેહને ઘેર કન્યા અનૂપ. ૫૯
હેત ધરી મુઝને પરણાવ્ય, પછે લાગવા સામો આવ્ય;
જો નહિ પરણાવે આ ઠામ, (તો) દેહવટિ વાળું તાહરૂં ગામ. ૬૦
જો કરૂં હૂં રાયને જાણ, (તો) વણખૂટે લે માહરા પ્રાણ;

પરધાન ગયો વાત જ સૂંણી, મન પોતાને સાચી ગણી. ૬૧
ઉઝા! નહિ મારે કો તુને, તાહરે ઘેર તેડિ જા મુને;
તેહૅની તે હૂં ચરચા જોયૂં માહારા મનનો સંદેહ ખોયૂં. ૬૨
એમ કરતાં પડિ જવ રાતિ, ગયો પ્રધાન કુંભારને સાથ;
અર્ધ રાત્ર ગઈ જાહરે, ગર્દભ વચન બોલ્યો તાહરેઃ ૬૩
માહરૂં તેં નવિ પાહ્યૂં વચન, કાં ચેતાવ્યો નહિ રાજન;
તો તું વાંક કાઢિશ માહરો, હૂં દેશભંગ કરૂં તાહરો. ૬૪
એહવૂં ગર્દભે વાયક ભણ્યું, તે પ્રધાને શ્રવણે સુણ્યૂં.
ફરિ નવિ બોલ બોલ્યો વિચાર, તાહરે વાત થઈ નિરધાર. ૬૫
ઇમ કરતાં અરુણોદય થયો, પ્રધાન રાજસભામાં ગયો;
કરી વાત મન બુધ્ય જ ધરી, રાજા સમઝાવ્યો વિનયે કરી. ૬૬
રાય પ્રધાન મન બુધ્ય જ ધરે, માંહો માંહે વિચાર જ કરે;
નાહે ગર્દભ કોય કૌતિક રૂપ, મુઝને દેખાડિ કહે ભૂપ. ૬૭

---

તેથી કરું બોલે છે તમ. ૫૯ માણસ૦—કે. સગાં સહોદરની જમ રીત. ૬૦ તો દેહવટિ૦—કે. તો બાળી મેલેશ તાહરું ગામ. ૬૨ રાયને ફ્રા. કોને. ૬૩ કુંભારને કે. ફ્રુલાલી. ૬૪ દેશભગ કરુ કે. દેશ લુટાવું ૬૪ પછી કે માં વધુ—એ વાતે તું મન આવીયો, પરધાનને તેડી લાવીયો.

જો પરધાન મરા રહેસે, તો તો કામ સહુ કોનાં થશે.
ક્દાચ અહંકાર મન આણસે, એહનું કહ્યું એ તો જાણગે.

૬૫ ભણ્યું કે. ભણ્યૂં. ફરિ૦—કે. ફરી બોલ્યો છે ચાર જ વાર. ૬૬ અરુણોદય ફ્રા. આર્નુવ હરે. વિનયે કે. હેતે. ૬૭ કૌતિક કે. કારણ. દેખાડિ કહે ફ્રા. દેખાડ

બે જણ ગયા જોવાને કાજ, કરો ખેદ મનમાંથી તાજ્ય;
રહ્યા બે ઠરી તે ઠારિ, પછે ગર્દભ બોલ્યો તિણી વારઃ ૬૮
રાજા, પ્રધાન આવ્યા છો તમો, તે સર્વે જાણૂં છૂં અમો;
પરણાવો પુત્રી તમ તણી, જોડો પ્રીત અમ સાથે ઘણી. ૬૯
તે વાતે નહિ આવે લાજ, તારે ગમે તે દે મુને કાજ;
તમે કહો તે આગળથી કરૂં, તાહેર પુઠે હું કન્યા વરૂં. ૭૦
તાહેરા મનનો સદેહ ભાગ્ય, જેહ મન ગમે તે માગ્ય;
મન ઊણુમ ન રાખિ કસી, બોલ્ય ઉતાવળો કહૂ છૂં હસી. ૭૧

## દુહા

અચિરજ પામ્યા બેહુ જણા, વાત અસભ્રમ એહ;
નહિ ગરદભ પ્રાક્રમ ઘણા, કોયક દેવનો દેહ. ૭૨
આપણ એહવૂ માગીઇ, એહથી નવિ અપાય;
એહને હુંસ હઇડે ઘણી, (તે) મનની મન સમાય. ૭૩
માહરા ધડને પાછલે, કરે ત્રાબાનો કોટ,
કોસીસાં રૂપા તણા, દરવાજાની ઉટ. ૭૪
એટલૂ તમથી જો થશે, તો મુખ કહેજ્યો હાય;
કન્યા પરણાન્ રૂ પ્રેમસ્યૂ, એણિ પરે બોલ્યા રાય. ૭૫
વાચા હુ ચુકૂ નહી, જે બોલ્યો મુખ વાણિ,
જો કન્યા હોઇ પરણવી, (તો) ચિત્ત ચતુરાઈ આણ ૭૬

## ચોપાઈ

કહે ગરધવ.–સાભળ રે રાય ! હૂ કહૂ તે કરજ્યો ઉપાય;
જો ગઢ કરવો હોયે સજ, તો વિટાવજે સુતર જ ધજ. ૭૭

---

એમ બો'યો ૬૮ બે૦–કે બે જણા જોવાને ગયા, છાના કુભારી ઘેર રહ્યા ૬૮ રાજા પ્રધાન૦–કે નીરા ચરચા ૭૨ ક્રા અસભ્રમ પ્રાક્રમ ઘણા કે એ ગુણ વણો ૭૪ માહરા ક્રા કહે માહરા રૂપા તણા કે કો કારમા ઉટ કે ઓટ ૭૫ પ્રેમસ્યૂ કે. જેમસ્ એણિ પરે કે રીઝે ૭૬ મુખ કે હુ ૭૭ ૯૦–કે હુ મ્હુ

જાયગ રાખજે દરવાજા તણી, શોભા થસ્યે તિહા નીત્તમ ઘણી,
એટલી શોભા થાઈ કાલ્ય, તો પરમ દાઢે કન્યા આલ્ય. ૭૮
ન કરીશ માહરી સાથે તાત, હવે હૂ નહી બોલૂ કો સાથ.

સાંભળી સર્વ ગર્ધભની પેર, રાય પ્રધાન બે આવ્યા ઘેર. ૭૯
ધારાવાડિ દિધી તે દૂત, ઘડ પાછળ વિંટાવ્યૂ સૂત,
કો સાચ્યૂ ને કો કહે ફોક, પડિ નિશા ને પોઢ્યા લોક. ૮૦
તેઓ વિશ્વકર્મા તે(ણે) ઠામ, રચ્યો ત્રાંબા ઘડ બાધે ગામ,
દેવરચનાઇ કીધૂ કામ, દિધૂ ત્રમાવટિ નગરીનૂ નામ. ૮૧

દુહા

થઈ રચના કો કારમી, ઝાતકાર તે કોટ,
દરવાજા, ઘડ કાગરા, તે રૂપા કેરા ઉટ ૮૨
પ્રભાતે ઉઠ્યા સર્વ કો, દિઠિ શોભા સુજાણ,
વાધ્યૂ તેજ તે નગ્રનૂ, જાણે ઉગ્યો ભાણ. ૮૩

રાજા કહે એ દેવતા, નહિ બીજાનૂ કામ,
કન્યા નવિ પરણાવીઈ, (તો) બેને બાધૂ ગામ ૮૪
માત મુસાલ જોઈ રહ્યા, ગર્ધભને દિધ માન,
પરણાવી તે પદ્મની, કોઈ ન જાણે અન્ય. ૮૫
કો કહે એહને પૂજીઈ, કો કહે એહની સેવ,
જેણે નગરઘડ રચ્યો એ કો મોટો દેવ. ૮૬

તેવો એક કરજો ઉપાય એ કે જેટલો સત્ર કે સાન્ય તો-કે પીટાવા(વો) સારે ત્રાંજ ૭૮ પરમ ફ્રા પ્રમ ૭ તાંત કે વાપ્ય ૮૦ ધારાવાડિ કે ફ્રા ધારાવાડિ પોઢયા કે સૂતા ૮૧ બાધે કે તે ૮૨-૨ કે મા ના પંક્તિ આમ છે -જોજા થઈ નીત્તમ દો નથી, ઓપમા ઈદ્રાસનની ઠની. ૮૨ તે ફ્રા ઉઘોતી ૮૨ કે ઓ નૂ દિધા ૮૪ બેઉ કે બાકે ૮૫ કેઈ ન જાણે અન્ય કે કન્યારૂપ નીધાન ૮૫ પ ન કે મા વધારો -
મની જોવા સહુ મેળની કેવે ન જાણે પાર,
દીધી ગરધભને દીકરી, અચરત એહ આપાર

દુરાચારી લોકડા, કરે બહુ મુખની વાત:
ગર્ધભને દીધી દીકરી, રાજા (તે) એહની જાત. ૮૭

## ચોપાઇ

કન્યા પરણાવી થયું છે કામ, પડું નગર ત્રંબાવટિ નામ;
આપ્યો ઉતારો રહેવા પાસ, ખાયો, પીઓ, કરો સુખવિલાસ. ૮૮
પ્રભાતે પોતે ગર્દભ થાય, નગર વચમાં ચરવા જાય,
સાંજે ચરીને આવે (જવ) ઘેર, ખોલ ઉતારી મેલે બહુ પેર. ૮૯
ભોગી પુરુષ માહા સુંદર થાય, સ્રીને આનંદ અંગ ન માય;
જેહવો શરદ પુનિમનો ચંદ્ર, જેહવો હોઇ અભિનવો ઇંદ્ર. ૯૦
સ્રિને સમઝાવિ કહી વાત, કોને ન કહેશ આપણી ઘાત;
કદાચ બીજૂ જણ જાણશે, તો અનરથ અદકેરો થશે. ૯૧
(તે માટે) કો આગળ વાત મ કરસ્યો, એકે વાતે દુ ખ મ ધરસ્યો;
સંક્ષેપે (પોતે) સ્રિને સમજાવી, કહી હકીગત જ્ઞાન જ લાવી. ૯૨
સાંભળી સ્રીનૂં ફુલ્યૂં છે અગ, દિન દિન પ્રતે વાધે છે રગ,
દાઢે ગર્દભ ચરવા જાય, રાતે પુરુષ નૌતમ થાય. ૯૩

---

૮૬ એહની કે કરીયે જેણે૦ કે એણે ઘડ રૂડો રચ્યો, એ મોટા માહાદેવ ૮૭ રાજા૦—કે એ મોડો ઉતપાત ૮૪ થયુ છે કે કરુ તે ખાયો૦—કે. વીવીધ નારે કરો વીલાસ ૮૯ ફા ગૃદભ વચમા કે બાધામા ૮૮—૧ પછી કે નો વધારો —કો નંદે, કો વંદે જાણ, કો મારે, કો કરે વીખાણ સાઝે૦ કે ઘડી રાતે આયે તે ઘેર પેર ફા બહુ પેર ૯૦ સ્રીને ફા સ્રી તો ચદ્ર ફા ચંદ ઇદ્ર ફા ઇદ હુવો૦ કે આકારે જેવો હોયે ઇદ્ર, સુભા રુપ શારદનો ચદ્ર ૯૧ કહી ફા કહી છે કો૦—કે ન કરીશ કોહેર આગળ તું વાત કદાચ૦ ફા ત્રિજું જણ જો વાત જાણે, તો જીવશે નહી અવસર આણે ૯૨ મી અને ૮૩—૧ ને બદલે કે મા વધારો.—

કદાચ જાણસે તાહારી માત, તો થાસે મોહોટો ઉતપાત
ડાહી છો તો કહુ છું તુને, રખે છતો કરે કહીં મુને
જે દાડે કહી તે વાણ, તો માહારા દેહમા નહી રહે પ્રાણ
માહારા દેહથી પ્રાણ જ જસે, નગર બાધૂ એ દેહવટ જસે.
કર જોડી રહી તે કામની, કરી વાત વીતી જામની.

ખાપે પીઈ ને મનસ્યૂં ગમે, સ્ત્રી સવાથે સુખે રમે,
આચરે રાજરીતનો ધર્મ, તે કોયે નવિ જાણે મર્મ. ૯૪
તે ગર્દભના ઘર માહે, ગોભા ઈંદ્રના સરખી થાય,
નારી બે ગવે ભોગવિલાસ, રૂપે કામિની કોડિ પ્રકાશ. ૯૫
(સ્વ)રૂપે જાણે ઈંદ્ર ઈંદ્રાણી, જેહવી અપછરા દેવવાણી,
ઈમ કે તા ગયા બહુ દિન, મર્મ ન જાણે કોઈ મન ૯૬

પુત્રી એક પ્રધાન જ તણી, (તે) માહોમાંહે પ્રીત જ ઘણી,
તે નારી પણ તેહને વરી, કરે ક્રીડા આનદભરી ૯૭

દુહા

આવી તેહની માવડી, પુત્રી(ને) મલવા કાજ,
દીઠી વચન દૃષ્ટમા, મનમા ઉપની દાઝ. ૯૮
કહે બાઈ! સ્યા સુખથી, વાધ્યૂં છે તુજ રૂપ?
ભરતાર માહરો ભોગિયો, ગર્દભ રૂડો રૂપ. ૯૯
તાહરે દુખે દુ મવી, ન ભાવે જલ ને અન,
કપેટ કુવરી પડી, તેણે દાઝે (નિત) તન ૧૦૦
તુ માહરે પેટ સ્યાને પડી? (હું) છવી સ્યાને કાજ?
કર્મે લખ્યો ગર્ધવ ધણી, લગાડિ કુનમા લાજ. ૧૦૧

૯૩– ત્રીજ્જ૦ કે રાત પડે નીત થાત રાજ, જાને પરભાતે ચલવાને કાજ ૯૪ ખાસે૦–કે મા આ પંક્તિ નથી. ત્રીજ્જ૦–કે નીત નીત પરને એમ જ હોવે, ત્રીજી મરમ ન જાણે કોયે ૯૫ ૨ ને બદલે કેનો વધારો –
નારી નરખે નર પોતા તણો, ધરી વલી નેહ વાધે ઘનો.
લીલા લેહેર વાહલ વિલાસ તરૂણી તેજપુંજ પ્રકાશ
૯૬ (સ્વ)રૂપે૦–કે મા આ પંક્તિ નથી ૯૭ ને બદલે કે મા આ પંક્તિ છે–ન્યાત તે સીની નાત, કરવા આવી માને વાત ૯૮ દૃષ્ટની કે માં ની ૯૮ પછી કે ને વધારો–રૂપવતી સરિખુ ઘણું હરખ મન માયે, તેજપુંજ તરૂણી તારા સૂર જેવી શોભારે ૯૯ તુજ રૂપ કે તુજ તેજ ગર્દભ કે ગૃધભ ભરતાર–કે મા ૧૦૦–૧ પછી છે ૧૦૦ દુબળી કે હું બહુ ન ભાવે. કે તાજ ઉપર છે દેજ,

વચન માતનાં સાંભળ્યાં, પુત્રી બોલી વાંણીઃ
શાને કાજે દુઃખ ધરે, માહરે છે કલ્યાણ. ૧૦૨
માહરો વર છે દેવતા, જેહવો સુરનાયક ઇંદ્ર;
વરૂણ વા અગનિ સમો, દિનકર કો એક ચંદ્ર. ૧૦૩
ભલૂં થજ્યો એ તાતનૂં, પરણાવ્યો એ કંથ;
પુરચા મનોરથ માહરા, આનદ ઉપનો અંગ. ૧૦૪
બાઈ! માહરે સુખ છે ઘણૂ, નિતનિત હરખૂં આપ;
ખાયૂં પીયૂં દિન નિગમૂં, નહિ એક સતાપ. ૧૦૫

તે દાઢે જોવા રહી, તે ઘેર ત્રીની માત;
ત્રીની બુધ્ય હોય પાનિયે, કહી છાની જે વાત. ૧૦૬
છાની રાખી માતને, પોતાના ઘર માંહિ;
નિશા પડી ને આવિયો, ગર્ધભરાજા ત્યાંહ. ૧૦૭
ઉતારિ ખોલ્ય આંગણુ ધરી, કરયૂં તે પરગટ રૂપ.
તે નારીઇં નિરખિયો, જોયો સુરનાયક ભૂપ. ૧૦૮
ઇંદ્ર થકિ દિઠો અભિનવો, જેહવો પુનિમ ચંદ,
જેહવો દિનકર ઊગતો, તેહવો આનદકંદઃ ૧૦૯

નીશંક નહી કો તજ સમી, શેમાં વાધૂ રૂપ. દેહ છડી તાહરે દુખે, ન ભાવે જલ ને અંન નિત કે.માં નથી. ૧૦૩ દેવતા કો કો દેવતા. કોએક કે. જાણે. ૧૦૪ ખાયૂ૦-કે. આનંદે દીન નીગમું, તે પીતા તણો પરતાપ. ૧૦૫ પછી કે.નો વધારો–

ફરી વાત પુછેશ માં, જો મન રૂડું ચાહો;
દુખ ન ધરશો માહારૂ, ઘેર તામારે જાઓ.
માત કહે સુણ માનની ચેતાવું છું હું ચંત,
કહ તે બોલ(લ્યું) માહરૂં, કરો છો કોયેક કથ.
મરમ વચન જે માતનું મીઠી પ્રેમદા પેર,
રાખું આજ હું એહને ઘણે પ્રકારે ઘેર.

૧૦૬ તે૦-કે.માં આ આખી લીટી નથી. કહી૦-કે. કહી વનીતાએ વાત. ૧૦૭ પોતાના૦-કે. તરત થઇ તે રાત. નિશા૦-કે.માં નથી. ૧૦૮ આંગણુ ધરી કે. આઘરે. કરયૂં૦-કે. જેવું રૂપ કરૂપ. ૧૦૮–૧ પછી કે.નો વધારો–થયે.

૩

જેહવો પાસે ઝલકતો, જેહવી દીપક જ્યોતિ.
એહવો દીઠો સાસુઈ, ઉદેકાર ઉદ્યોત. ૧૧૦
ખાયે, પીયે, આનંદ કરે, રમે, જમે, લે પાન,
નરનારી માણે માનસ્યૂં, કરે મન ગમતાં માન. ૧૧૧

માઈ મન વિચારિયું, વાહાણે ગર્ધભ થાય;
બાલૂં ખોલ જ્યો એહની, ભવની ભાવઠ જાઈ. ૧૧૨
અંગારા કિધા ખેરના, પ્રકટાવી છે ઝાલ,
તેહમાં નાંખ્યું ખોલીયૂં, જે ગર્ધભની ખાલ. ૧૧૩
લાગી અગન્ય અંગ રાયને, ચિતમાં ચેત્યો તર્ત;
ઉઠય નારી! તૂં શીઘ્ર થા, આવ્યૂં માહરૂં મૃત્ય. ૧૧૪
બાળ્યૂં માહરૂં ખોલીયૂં, કૂડું કીધૂં કામ;
ગર્ક થસ્યે પૃથિવી વિષે, ત્રંબાવટિ બાધૂં ગામ. ૧૧૫
બાર ગાઉ ફરતૂં બુડસ્યે, ગામ દટંતર હોય;
પશુ પંખી ને માનવી, નહિ જીવે તે કોય. ૧૧૬
ઉગતા પહેલી નાસ નૂં, (જિહાં) જવાય તિહાં જાયો;
જણાવીશ કોહેને નહી, (તો) તમે સુખિયાં થાયો. ૧૧૭

## ચોપાઈ

વિમાન એટલે આવ્યૂં સાહિ, ગર્ધભસેન બેઠા તે માહિ,
અવતાર પૂરો ઉસંકલ થયો, ઈંદ્રપુત્ર ઈંદ્રાસન ગયો. ૧૧૮
તે સ્રીને તો લાગી શીખ, ઉપની મનમાં અધકી બીક,
જે સાહેલી (છે) પોતા તણી, પ્રધાન પુત્રીસ્યૂં પ્રીત જ ઘણી. ૧૧૯
કોને કહેવાને નવિ રહ્યાં, તે વહેલાં મારગમાં ગયાં;
નાહાં વાત ચણીને કરણ, પેટ મસવાડા થયા છે ત્રણ. ૧૨૦

રહીયાલો રાજવી, ભોગી ભારે ભુપ ૧૦૯ તેહવો૦—આનંદ રૂપ કાયે દ્દી ૧૧૧ રમે૦—કે. પ્રીતે ચાવે પાન. ૧૧૫ બાધૂં કે જે. ૧૧૭ ઉગતા—કે. નીશા છતામાં નાસ હું તિહાં કે. તેટલે. ૧૧૮ કે. માં આ કડીમાં લહીયાયે ઉલટ સુલટ ઘણું કરી નાંખ્યું છે. ૧૧૯ તે સ્રીને કે. રાણીને. ૧૨૦ ગયાં કે. ગયાં. પેટ

અરૂણ ઉદેની વેળા થઈ, જોજન પાંચ સ્ત્રિ તિહાં ગઈ;
પ્રાતસ્કાલ થયો જેટલે, ગામ ડટંતર થયૂં તેટલે. ૧૨૧
પશુ, પંખી ને માનવજાતિ, સર્વ જીવની થઈ છે ઘાત;
ત્રંબાવટી અલોપ જ થયૂં, નગર ફીટીને ઝગર જ થયૂં. ૧૨૨
તે ગામમાં થયો ઉતપાત, કો કાલે વસ્યૂં ખંભાત.

એ વાત ઇહાંથી રહી, નાડી સ્ત્રીની શી ગત્ય થઈ. ૧૨૩
રવિ અસ્ત થયો બીજે દિન, સરિતાંત્રટે આવ્યૂં એક વન;
વૃધ ઋષિ બેહા તપ કરે, ધ્યાન (તિહાં) વિશ્વંભરનૂં ધરે. ૧૨૪
ઋષિચરણે જે નારી નમી, દિધાં માનને મનમાં ગમી.
શુભ વેશે દીસો છો સતી, કોણ પિતા, ને કોણ જ પતિ? ૧૨૫
કમ એકલાં આવ્યાં આ વન? બોલો સાચૂં આણે દિન.
તાહેરે ત્રિયે જોડ્યા હાથ, કહી પુરવ વીતકની વાત. ૧૨૬
નગર સર્વે પૃથવીમાં ગયૂં, પ્રથમ જાણ તે અમને થયૂં;
અમો આવ્યા તમારે શરણ, વાત સર્વે સંભળાવી કરણ. ૧૨૭
સાંભળી ઋષિઈ સર્વે વાત, તમો પુત્રી, હૂં તમ તાત;
હેત પ્રીતસ્યૂં રેહો મુજ ઘેર, સેવા કરૂં હું બહુવિધ પેર. ૧૨૮

---

કે. પેટે. યયા છે કે. ગરભ. ૧૨૧ અરૂણ૦—કે. માં નથી. ૧૨૨ ફા. ત્રંબાવટું. ઝગર જ કે. નગરું. ૧૨૩ કો૦—કે. તાર પછી વસીયુ ખંભાત. ૧૨૩-૧ પછી કેનો વધારોઃ—તેહુંની પાસ વસૂ છે ગામ. કહેવાયે છે તાંહાં નયરું ગામ. નાડી૦—કે. નાડી સ્ત્રી થાણી તાંહાં રહી. ૧૨૪ આવ્યું કે. વાડ. ધ્યાન૦—કે. ડરે ધ્યાન વિષ્ણુનું ધરે. ૧૨૫ તે મનમાં કે. રૂણુ જોઈ. શુભ વેશે કે. નાહાના વેશમાં. કોણ પિતા ફા. તમારો કોણ પીતા. ૧૨૫ પછી કે. નો વધારોઃ—બુધવંત બાલાપણ વેશ, પ્રેમદા કમ આવ્યાં પરદેશ. ૧૨૬ કમ૦—કે. કમ જોયું આ વાડી વન. બોલો કે. કેહો બાઈ. કહી૦—કે. માં આ ચરણને બદલે આ લીટીઓ છેઃ—બોલી વાત ઋષીને સાર. મન થકી મેહેલીને ગરવ, વીતગ વાત કહી છે સરવ. ૧૨૭ સર્વે કે. આખું. તાત૦—કે. કહું વાત સાંભલજો કરણ. ૧૨૮ સાંભલી૦—આ ચરણને બદલે કે. માં નીચેનાં ચાર ચરણોં છેઃ—અમો રૂપવંત ને જાને બાલ, સદૈવ શીરપર બેસે ગાલ;

બેહુ જણ તિહાં ઠરીને રહ્યાં, ઋષિને આશ્રમ સુખિયાં થયાં.
દિન ઉપર તે દિન વહી જાય, ગર્ભ ઉદરમાં મોટો થાય. ૧૨૯
જાહરે પૂરા થયા દશ માસ, સ્ત્રિયોની તિહાં પોતી આશ;
પ્રસવ્યો પુત્ર અમુલ રતન, રાજપુત્ર તે મહારાજન. ૧૩૦
તેજપુંજ મહાકોટિક કામ. વિક્રા ધરિયો તેહનૂં નામ;
કરી જન્મપત્રિ તેહ તણી, થસ્યે છત્રપતિ પૃથવીધણી. ૧૩૧
બીજી સ્રીને આવ્યો બાલ, સકલકલા, રુડો રૂપાલ;
જન્મપાત્રમાં પ્રાક્રમ ઘણૂં, કરસ્યે વજીરું રાજા તણૂં. ૧૩૨
થયાં સુખી બેહુ આનંદ ભેર, ઉછરે પુત્ર ઋષિને ઘેર.
અસ્ત્ર, શસ્ત્ર ધનુ, મહા ધીર, ઋષિ પાસે ભણે બે વીર. ૧૩૩
પુરાણ, શાસ્ત્ર, જોતિક ને વેદ, શસ્ત્રવિદ્યા, આસનના ભેદ,

બીજા વીરનૂં પરભવ નામ, ગયો એકલો રમવા એક ગામ. ૧૩૪
ભમતો ભમતો ભૂલો પડ્યો, વણજારાની પોઠે અડ્યો.
તેહેને દિધાં વણજારે માન, આપ્યાં વસ્ત્ર આભૂષણ પાન. ૧૩૫
પ્રભવપુત્ર તે જોબન વેશ, વણજારો લેઈ ગયો પરદેશ;
તેહેને ભણાવી વિદ્યા ઘણી, શુકન પરીક્ષા શણવી તણી. ૧૩૬
એક પુત્ર ઋષિઘેર રહ્યો, બિજો વિદેશ વણજારો થયો;
સ્રી કહેઃ માહરા કર્મના ભોગ, પુત્ર એકનો થયો વિયોગ. ૧૩૭

વરસ અગ્યારે વીકો થયો, ધનુપ બાણ લેઈ વનમાં ગયો;
ચાર પોહોર તે વનમાં ભમે, રાજબીજ તે મૃગયા રમે. ૧૩૮

---

બેસો બાઈ માનું મેં વાત. હેત કે. ઘણી બહુ વિધ કે પ્રીતે ૧૨૯ ઉદરમાં મોટા કે ઉદરે મોટેરા ૧૩૦ જાહેરે૦—કે માનનીને મન પુરણ માસ, ઈશ્વરે પોહોંચાડી આસ. અમુલ કે. રાજ. રાજપુત્ર૦—કે રાજબીજ માહા જોડો જન. ૧૩૨ રૂડો રૂપાલ ફા. ગુણ છે બાલ ૧૩૪ શસ્ત્ર ફા. સજ્જ, કે. અસ્ત્ર. ૧૩૪-૧ પછી કે. નો વધારો—આઠ બાલા જે ગુણીયે ગણી, બાવજ્ઞેદ જાણી તે ભણી. ગામ ફા. ને ગામ. ૧૩૫ અડયો ફા. જૈ અડયો. ૧૩૬ પ્રભવ પુત્ર કે. દીઠો યોધ. ૧૩૭ સ્રી કે. કામની. ૧૩૬ પછી કે. નો વધારો—પરૂ પછી જનાવર ભેદ, તેહની બાણી સમજે

હણ્યા જીવ મૃગલા દસવીસ, આવ્યો ઘેર આથમ તે દીસ;
ઋષિ આશ્રમ શ્રાદ્ધનો દિન, ઘેર જમવા આવ્યા ઋષિજન. ૧૩૯
એટલે આવ્યો બાલક ત્યાંહ, હણ્યા જીવ તે છે કર માંહ;
બ્રાહ્મણ સહુ કો દીઠો દૃષ્ટ, અંતરકરણમાં પામ્યા કષ્ટ. ૧૪૦
પાપી દાઢી જીવ જ હણે, હત્યા મનમા એ નવિ ગણે;
એહને ઘેર ભોજન કીજીઈ, (તો) એ હત્યા માથે લીજીઈ. ૧૪૧
રીસાવી સહુ ચાલ્યા ઋષિ, વૃદ્ધ તાત થયો મહાદુઃખી;
આલોટે ને આડા ખાય, એ બ્રાહ્મણ ભૂખ્યા કિમ જાઈ. ૧૪૨

દુહા

બોલિયા સર્વે બ્રાહ્મણો, કાંઈ ન આવે કાજ,
તુઝ ઘેર ભોજન કીજીઈ, (જો) કરે પુત્રને તાજ. ૧૪૩
વિક્રા કહે કા દુખ ધરો, ભોજન કરો નિચત;
આજ થકી ઈહાં નહિ રહું, લેસ્યૂ અમો તો પથ. ૧૪૪
માગી શીખ બે માતની, દુખ ન ધરો લેશ;
પ્રભવને બોલી કાઢવા, અમો જાસ્યૂં પરદેશ. ૧૪૫
થોડે દિવસ તમને મળૂ, જો વાસૂ એક ગામ;
પ્રભવને કરૂ પાટવી, (તો) વિક્રા માહરૂ નામ. ૧૪૬

---

તેહ. ૧૩૮, રાજબીજ૦—કે ઘેર આવે સંધ્યા સમે ૧૩૮ પછી કે નો વધારો—વપુ ચ^ મૃગયા પર વાહાલ, જાણે દુત રમાનો ધ્યાન એક દીવસ તો કૌતગ થયુ, ડાહાપણ ચોખણુ માહે વસૂ ૧૩૯ હણ્યા કે ઝાલા આશ્રમ કા આસમ શ્રાધનો ૫૧ સંધ્યાનો ઘેર૦—કે બ્રામણ કરવા આવા ભોજન ૧૪૦ પામ્યા કા પાગ્યો બ્રાહ્મણ મા કે હીજ વરે તે ૧૪૧–૧ પછી કે નો વધારો—દેવ સરખા મલા દસ વીસ, રાખી રુદયા માહે રીસ ૧૪૨ આ કડી પછી કે નો વધારો—

નોડોતરો બ્રમણ નીરમુખ જાવે, તેહને મારાની હત્યા થાવે
કહે તે તો અમો કીજીયે, માહારાજ ભોજન લીજીયે

૧૪૩ સર્વે કે બીજા કાંઈ ન કે. એક મા ૧૪૪ લેસ્યૂ૦—કે પડુ છું પૌડે પથ ૧૪૫ પ્રભવને૦—કે નાહાના ભાઈને બોલવા ૧૪૬ એક કે રહું ૧૪૭ પુત્રની કે.

પ્રણામ કરીને પરવર્યો, નહી મનમાં ઉચાટ;
આરાધન અંબા તણું, લિધી પૂરવની વાટ. ૧૪૭
ચાર દિવસ ચાલ્યો જિહાં, જેમ પવનની ઉંટ.
દિઠિ તે વનમાં ઘણી, વણજારાની પોઠિ. ૧૪૮
વા વાજે, ગાજે ગગન, નિશા અંધારી ઘોર;
તિહાં જઈને ઢુંકી રહ્યો, નામ ધરાવી ચોર. ૧૪૯
આગલ પાછલ પોઠિયા, વચમાં ગુણ અપાર;
તેહમાં બેઠા જંગલી, જટ ધરી હથીઆર. ૧૫૦

સહુ મધ્યે શણુવી રહ્યો, જેહને અધિકૂં ગ્નાન;
તેહને પૂછે સર્વ કોઈ, ગ્રાઝાં દેઈ માન. ૧૫૧
એટલે વનચર બોલિયા, લાલિ પેહેલે પોહર;
કહો શણુવી એ સ્યૂં કહે, પૂછે ઢોરો ઢોર. ૧૫૨

ચોપાઈ

શણુવિ કહેઃ સહુ સાંભલો વાત, વનચર બોલે તેહની ક્ષાત:
આપણી પોઠ પછવાડે ચોર, ઢુંકીને રહ્યો છે ઘોર. ૧૫૩
તેહને જાળવો વેગે કરી, નહિતર તે કાંય જાશે હરી;
સજ થયા વણજારા ત્યાંહ, વિચાર કર્યો પોતે મન માંહે. ૧૫૪
શણુવી તો સાચૂં ભાખશે, જંગલી જટ મારી નાંખશે;
બીજી દિશ જઈ ઝાડે ચઢ્યો, બીજે પોહોરે સોર જ અડ્યો: ૧૫૫
બોલ્યાં વનચર વનમાં ઘણાં, કહો શણુવિ! મર્મ એહ તણા:
નદીઈ પુર છે અપરંપાર, તેહમાં તણાઈ આવે એક નારિ. ૧૫૬
છે મૃતક, પણ પાસે દ્રવ્ય, ભર્યાં પૂર્યાં આભૂષણ સર્વ;
કેડે કેડ લાલી ધાય છે. તેહનો ભક્ષ કરવા ચાલ છે. ૧૫૭

વાસું. ૧૪૯ ગાજે ગગન ક્રા. જે ગગન. નામ ધરાવી કે. ચીતથી ઢુંકે. ૧૫૧ સર્વ કોઈ કે. મૈમશૂ. ૧૫૩ સહુ કે. સાચી. બોલે તેહની ક્ષાત કે. બોલાં છે ઉતપાત ૧૫૪ જાળવો કે. જાળવજો. ૧૫૪-૧ પછી કે.નો વધારો-પુરવ દેશે તસકર રહે વનચરની બોલીમાં લહો. ૧૫૫ બીજે ક્રા. વળી બીજે. ૧૫૭-૧ પછી કે.નો

કાઢો કાઢો કહે છે તેહ, અખંડ ધાર વરસે છે મેહ;
તે મરતક એક જોજન પરું, મહુરત એકે આવસ્યે અરુ. ૧૫૮
તેહ વિકે સાંભળિયૂં કાન, વાત રુદેમાં સઘલી માન;
બીક નાંણી મનમાં કો તણી, ધાયો આપ તે સલિતા ભણી. ૧૫૯
ભૂત પ્રેતના ભડકા થાય, (તે) વિકો નાંણે લેખા માંહે;
ચમકે વિજળી મહા વરસાત, મહા ઘોર અંધારી રાત્ય. ૧૬૦
સલિતાતીરે ઉભો રહ્યો, ચમકારો વિદ્યતનો થયો;
માહ પૂરમાં કરંક નિરખિયુ, જોઈ હર્ષપદૂં આપ હરખિયૂં. ૧૬૧
જગદંબાનુ ધ્યાન જ ધરી, પજ્ઞો દ્રહમાં મન દઢ કરી;
ભરયા વામ આપે દસવીસ, ઝાલ્યા કેશ આપે જઈ શીશ. ૧૬૨
વલગિ ખેંચિ લાવ્યો બારણે, દ્રવ્ય–આભૂષણને કારણે,
કંઠે મોતિ અમુલક હાર, બીજાં અંગે અપરંપાર. ૧૬૩
શ્રવણે ઝાલ્ય કોક્ષ જ તણી, તેહની તે શોભા અતિ ઘણી;
ગાંઠે બાંધ્યાં આભૂષણ સાર, કરંક કાઢી નાંખ્યુ બાર. ૧૬૪
આવ્યો વણજારા કેરી આડ, પાછો ફરી ચઢયો તે હાર.
ત્રીજો પોહોર થયો જાહરે, વલિ વનચર બોલ્યાં તાહરે. ૧૬૫
પૂછે વણજારા સણુવી કહો: વનચર બોલ્યાં તે મન લહો;
કહે શણુવી મૃતક (છે) મેં કહ્યૂં, તે તો જાણ કોયકને થયું. ૧૬૬
તેણે જોજ્યો કામ જ કરયૂં, (તે) કરંક કાઢિ આભૂષણ હરયૂં;
તાણી નાંખ્યૂં મૃતક બાહાર, કીધો વનચરે તે અહાર. ૧૬૭

---

વધારોઃ–વનીતા કો વેહેવારીયા તણી, લખમી તેહની પાસે ઘણી; બાઈ પંથ વેગલે પુર, નદી નીર વચેહ હજુર. કરે કેરે કે. તેડે તેરૂ. ૧૫૯–૧ પછી કે.માં આ પંક્તિ વધુ છેઃ–જોયું તમાસો આણે દીસ, પણે ને રહું તો ખેદે શીસ. ૧૬૦ (તે) વિકા નાણે કે. તે નવ આણે. અંધારી૦–કે. ધમધમતી. ૧૬૧ માહાપૂરમાં કે. નીર માંહે. જોઇ કે. હુંકારે. ૧૬૧ પછી કે. માં આ પંક્તિ વધુ છેઃ–થયો વીરાધ થયો તે વીર, નંખાણું દ્રહમાં માંહાં નીર. ૧૬૩ કંઠ૦–કે. કંઠ મુગતાફલ કેરા હાર, બીજા અંગ તણા શણગાર. ૧૬૬ મેં. ફા. જે મેં. ૧૬૭ કરંક કે. કનક. બાહાર ફા.-બાહારે. તે ફા. તેહનો. આહાર ફા. અહાર.

જયેષ્ટ થયાં સહુ આણે દિસ, કાઠનારને દેછે આશીષ;
તેં કર્યાં અમારાં કાજ, (તૂં) ભોગવજે અવંતી(નૂં) રાજ્ય. ૧૬૮
સંતુષ્ટ થયાં અમારાં મન, તૂં થજે માલવ રાજન;
સાચી માની સહુ કો વાણિ, તે વિક્ર સાંભલિયૂં કાન. ૧૬૯

એમ વીત્યા જામ જ ચ્યાર, બોલ્યાં વનચર હારોહાર;
કહો શણુવી સ્યૂં બોલ્યાં એહ, તે વાતનો ભાગો સંદેહ. ૧૭૦

દુહા

શણુવિ કહેઃ હૂં સત્ય કહૂં, બોલે વનચર જન,
તતો વાહણૂં વાય તે, નાયકને નિધન. ૧૭૧
માલ લુંટાસ્યે આપણો, કે દુઃખ પડસ્યે ઘોર;
કે કો જાસ્યે છેતરી, કે કહિં મળસ્યે ચોર. ૧૭૨
ગ્રહ વાંકા ટાંડા તણા, કે પડસ્યે કહિ હોડિ;
ખોલ જસ્યે ગીરત આપણો, કે કહિં લાગે ખોડ. ૧૭૩

કહે નાયક હવડાં ઉપડો, ઘડિ બે ચ્યારેક રાતિ,
શુકનમાં જઈ નીસરી, અપશુકન પ્રભાતિ. ૧૭૪
લાધૂં ટાંડૂં સર્વે કો, વિક્રે વિચાર્યૂં મન;
શણુવિ રતન અમૂલ્ય છે, બીજો નહી કો અન્ય. ૧૭૫
એહવૂં વિચારી ઉતર્યો, દિધી તેહમાં દોટ,
અવશુકન છે એહને, નાંખી જોયૂં ચોટ. ૧૭૬
ચિરી પોઠિ જઈ એકને, તેહમાં સીવી ઝાલ્ય;
એકમાં નેહાર ઘાલિયો; કોય ન જાણે ભાલ્ય. ૧૭૭

૧૬૯ સાચી૦–કે. સાચુ વીક માન્યું મન, બાંધી ગંઠ રાણીને ગંઠ. ૧૭૦ તે૦–કે સારી પેરે કાઢો સંદેહ. ૧૭૧ તતો૦–કે. તે વોહાણે કાંઈ પોડ ને નાયકને વીધ્ન ૧૭૩ કે. ગસ્ત ફા. ગીસ્ત. ૧૭૪ ફા અપસુકન તો–૧૭૬ નાંખી ફા. ઠુ નાંખી. ૧૭૭ નેહાર. કે. નિહોર. ઘાલિયો કે. ઘાલીયું. ભાલ્ય. ફા. કાલ્ય. કાય૦–કે. વુક્ષ–

(તિહથી) અરધ જોજન વેગલૂં, સણુયાપુર એક ગામ;
તેહનો શંભુ અધિપતિ, રહેતો તેણે ઠામ. ૧૭૮
તિહાં વિક્રો ગયો રાવલે, પાડી બુંબ ત્રિશેક;
કરી રાવ જૈ રાવને, ન ફેરે મેખાંન મેખ. ૧૭૯
મુને વણઝારે લૂંટિયો, લિધો માલ અધાયો;
તે તો નાશી જાઈ છે, રાજા વારે ધાયો. ૧૮૦
રાવ સૂણી ચઢો રાયજી, મુંઢયા બહુ અસવાર;
વણજારામાં આવિયો, ક્ષણું ન લાગી વાર. ૧૮૧
રોકી રાખ્યા સર્વને, એટલે થયું પ્રભાત;
વણજારા આગળ કહી, રાજાઈ તે વાત. ૧૮૨

ચોપાઈ

રાજા કહે વેપારિ તમોઃ કિમ લુંટ્યા રાય, પૂછું અમો;
એહનો માલ આપીને જાયો, નહિતર માર અતિશે ખાયો. ૧૮૩
નાયક કહેઃ નવિ જાણૂં હૂં, સ્યાને આળ ચઢાવે તૂં?
એક કહે હા, ને એક કહે નાહ, વાત વિમાસણ પડિ છે ત્યાંહ. ૧૮૪
રાજા કહેઃ એ જુઠો જાણ, નિશ્ચે લેસ્યૂં તેહના પ્રાણ.
વિક્રો કહેઃ હૂં જુઠો પડૂં, (તો) તુમ સાનિધ્યે સુલી ચઢૂં. ૧૮૫
માહરો માલ લીધો છે હરી, સ્યૂં કહૂં રાય તમને હૂં ફરી.
વણજારો કહે જુઠો થાયૂં, (તો) સર્વે પોઠ આપી હૂં જાયં. ૧૮૬

---

ણીની બાલ. ૧૭૯ મી કડી કે. માં આમ છેઃ–રાવ કરી જઈ રાવલે, પાડી બંબ વશેષ; ધાયે ધાયે ધાયે ધરણીપતી, રહે ન છાંનો રેખ્ય. ૧૮૦ અધાયો. ફા. અધાય. તે૦–કે. નારી મારી નાંખી તા, ધણી હોયે તે ધાયો. ૧૮૨ રાજાઈ૦–કે. માંડી વીતગ વાત. ૧૮૩ નહિતર૦–કે. દેહ તમારે દુખીયા થાયો. ૧૮૪–૨ ને બદલે કે. માં છેઃ–

૧ વીકો કહે મુજને લુંટીયો, હું તો નાશીને છુટીયો.
વાત વીમાંસણ ચીત નવ ચડી, ઠાલી પોઠ મારગમાં પડી.

૧૮૫–૧ કે. માં નથી; ૧૮૫–૨ કે. માં ૧૮૬ પછીની કે.ની વધુ કડીમાંની બીજી પંક્તિ છે. ૧૮૬ માહરો૦–કે.માં આ પંક્તિ નથી. ૧૮૬ પછી કે. નો વધારોઃ–

તું આ દેશ તણો છે રાય, ધીરજ દલથી તોલો ન્યાય;
તેં વાત ના બાંધર કરી, લખ્યાં લખાવ્યાં કાગળ ધરી. ૧૮૭
છોડો ગુણ્ય વિકો એમ કહે: માહરો માલ એહમાં છેહ;
દસવીસ ગુણ્ય જોઈ જેટલે, માંહેથી ઝાલ્ય આવી તેટલે. ૧૮૮
વિકો કહે: આ વસ્ત માહરી, સાબુત ચોરી થઈ તાહરી;
નિસર્યો નેહોર બીજા થકી, એટલે વિકો બોલ્યો વળતકી: ૧૮૯
આ નીકળી તે માહરી વસ્ત, લેઇશ પોઠ તાહરી સરવસ્ત.
વણજારો કહે એ માહરું, કિહાંથી આભૂષણ એ તાહરું. ૧૯૦
એહની જોડ જો લાવે તું, (તો) હાર્યો નામ ધરાવું હું;
બીજો નેપુર, ને બીજી ઝાલ્ય, મેહલ્યૂં રાજા આગળ તતકાલ. ૧૯૧
વિકાને તો સાચો કહ્યો, હાર્યો હાર્યો વણજારો થયો;
વણજારા તો ઝાંખા થયા, સહુ કો મુખથી અબોલા રહ્યા. ૧૯૨

દુહા

વિકોજિ ઝગડો જિતિયો, રાયને ઉપનું હેત;
વણજારો તો હારિયો, પોઠિ ગુણ્ય સમેત. ૧૯૩
કહે વિકો જે તુઝ કને, શણવિ જેહનું નામ;
તે દ્રષ્ટ પાડો માહરી, (તો) સરે તમારાં કામ. ૧૯૪
આણ્યો શણુરી ઉલખ્યો, પરભવ જે કહેવાય;
પરસ્પરે મનમાં હસ્યા, આનંદ અધિકો થાય. ૧૯૫

---

ભારે વણજ/વ્યાપારી કરૂ, ચોરી(ની) વાત ચીતે કમ ધરૂ. વીકો કહે- ૧૮૭ ધીરજ૦- ક૦ ધિરજ પતને તોલ ન્યાય કરી ક૦ ખરા કાગજ કે ધીરજ. ધરી ક૦ ભરા ૧૮૭ પછી કે૦નો વધારો –

વણજારો કહે એ સમ ખાયે, તેહ અમો તો નહીં ખાએ.
સાચી ચોરી સાબુત કરે, નહીતર વણ મારો એ મરે

૧૮૮ છોડો કે. ખોડો. ૧૮૯ નેહાર કે નેહોર વઢ કે. વલી. ૧૯૦ કિહાંથી૦-કે૦ મુજ પાસે કહાંથી તાહારા. ૧૯૧ (તો) હાર્યો૦–કે. તો સાચું માની જે અમો.. કે. તમો. મેહલ્યૂં –કે આપુ રાજાને વડાઇ. ૧૯૨ હાર્યો હાર્યો કે જીતો જીતો ૧૯૨-૨ કે.માં નથી. ૧૯૪ સરે કે થાશે. અધિકો થાય કે. અંગ નમાય

## ચોપાઈ

વિક્રો જિત્યો બોલ જ કહે, વણજારો તે સર્વે લહે;
બાધિ સર્વે આપું હું,' જો મુઝને શણુવિ આપે તું. ૧૯૬
તાહરાં દુઃખ અમો કાપીઈ, શણુવી સાટે પાછો આપીઈ;
ઉલટ વણજારાને થતો, એટલા દાહા શણુવી કિહાં હતો. ૧૯૭
વિક્રે જાઇને શણુવી લીધ, માલ પોઠી સર્વ પાછી દિધ;
રાજા કહેઃ ચોથ માગૂં હું, (તો) કિમ શણુવી લેઈ જાઇસ્ય તૂં. ૧૯૮
ઝાલ્ય નેપુર આભૂષણ હતૂં, તે રાજાને કહે લે તૂંઃ
આપ્યો ચોથમાં સર્વે માલ, તેઓ શણુવી આણી વહાલ. ૧૯૯
વણજારો વિદાય જ થયો, રાજા પોતાને ગામ જ ગયો.

પરભવ ને વિક્રો બેઉ ભ્રાત, માગી શીખ પંથે વિખ્યાત. ૨૦૦
કુશલ વાર્તા હેતે કરી, મસ્યા ભેટીને આંખ્ય જ ઠરી.
એક એકને વીતું'તું જેહ, પ્રકાશ કરે માંહો માંહે તેહ. ૨૦૧
હેતપ્રીતસ્યૂં મન ભાવિયા, ઉજેણી નગરી આવિયા;
ક્ષિપ્રાતીર ગાંધર્વૂં મસાણ, તિહાં આવ્યા બે વીર સુજાણ. ૨૦૨

---

૧૯૬ જીત્યો બોલજ કે. બોલ કરૂણાનો. ૧૯૮ માલ૦—કે. પોઠી પોઠીયા પાછા દીધ. ૧૯૯ ફા. ઝાલ્ય હાર નેઉર–. તે૦ કે. રાજા આગલ કીધું છતું. તેડયો૦–કે. ગામ માંહે.ગયો ભુપાલ. ૨૦૦ વણજારો૦–કે. પોઠ વણજારે લીવો પંથ, ચતુર પુરૂપ. ચાલ્યા ચીત ચેત. ૨૦૦–૨ અને ૨૦૧–૧ ને બદલે કે. માં આ પંક્તિ છે–કે. ભેટા ઉર ભીડી બે ભ્રાંત, વીતગ માંહે કહી વીખાત ૨૦૨ હેતપ્રીતસ્યૂં કે. ભસું થયું ભાવે. નગરી ફા. નગરીમાં. ક્ષીપ્રા ફા. સિપ્રા ગાંધર્વૂં ફા ગાંધ્રતું. ૨૦૨–૨ ને બદલે કે. નો વધારો:–

નીરમલ ગંગા જેહેવાં નીર, તાંહાં આવ્યા ખીપ્રાતીર.
સૂભ સૂકન થયા છે તાંહે, બોલ્યો પરભવ ખીપ્રા માંહે.
પુરવ દસના વા વાય છે, વનચરના સૂકન થાય છે.
મુજને ઇચ્છા તેહની ઘણી, થાયો ભુમીપત તે ખંડના ધણી.
વીકો કહે સાંભળ રે વીર; કહું સાચું સાનીધે નીર.
લો કોલ આપું છું હું, વડો વજીર માહરો તે તું.

મહાકાલ, સદાશિવ, મહાધીર, જિહા બેને છે બાવન વીર,
ચોસઠિ યોગણીરયૂ હરસિધિ રમે, જક્ષ ચોરાશી દેવ્યા ભમે. ૨૦૩
અષ્ટ ભૈરવ, (જિહા) હનુમંત જતિ, નવ કોટિ બેલે જિહાં સતી,
સિધ ચોરાશી, ખેચર વીર, ગાંધર્વ, કોડિ પચાણું પીર. ૨૦૪
વ્યંતર, ખેચર, ભૂત અઢેઠ, કોય સિધવડ ઉપર, કો હેઠ;
બાવન વીર આવે વેતાલ, ક્રોધવત તે વિપની ઝાલ. ૨૦૫
તે સહુમા મુખ્ય હરસિધ માત, તેહની માયા સર્વ વિખ્યાત;
સરજે, પાળે, ભાંજે, ઘડે, સાધુ(ને) સંતોષે, ખલને નડે ૨૦૬
નવ ખંડે તે વ્યાપી રહી, ભાગવત નિગમ પુરાણે કહી,
સૃષ્ટિકર્તા સહુંથી થયા, વિરલે જોગેંદ્રે જે લહ્યા. ૨૦૭

---

હરસીદી માહે દીપક ઘણા, કરી પુજા નવ રાખી મણા
નામ ભટારક તે તાહેરો, નાનો ભ્રાત તે હ માહેરો
શેર અનના ગરજુ અમો, બાંધું નગર ભોગવજો તમો
એહવી બુધ્ય મુજ હૈડે ધરુ, કારજ પરમારથના કરુ
વિચાર કરીએ છે એહવો મરમ, કાહાથી રજ આપણે કરમ
માહા ભયાનક માહા મસાણ ભુવાનવ સધલીનું રાણ

૨૦૩ ક્રા જિહા જક્ષ આ કડી કે મા આમ છે –

માહાકાલેશ્વર મોટા વીર, નીરમલ વેહે ખીમાના નીર
આકાસ દેવ બાને ભમે, બાવન વીર રાજ થઈ રમે

૨૦૪ (જિહા) હનુમત કે મોટા છે પીર કે વીર ૨૦૫ અઢેઠ કે નેહ જ કો ક્રોધવત તે કે વીપરીત વાત આહા ૨૦૬ આ કડી પછી કે મા આ લીટી વધુ છે નોધારાની વાહરે ચડે, ધાટ પાપી દોષીનો ઘડે ૨૦૭ ભાગવત૦–કે વેદ, પુરાણ શાસ્ત્રે જે કહી ૨૦૭ પછી કે નો વધારો –

પંચ મા ભુતનુ મુર જ જેહ, આદી શક્તિ સહુ કેહે છે તેહ
મારણ, પાલણ, પોષણ નામ વ્યાપી રહી સચરાચર ઠામ.
ગુણ ત્રણ તે એહના રૂપ, હરીહર બ્રહ્મા સ્વયં સ્વરૂપ
વેદ શાહાસ્ત્રનું તત્વ તે શક્તી, પાચ પદારથ ભક્તી મુક્તી
ઝલહલમાન બેઠી છે જાહે વીર બેહુ પધારા તાંહિ

પરભવ ગયો ગામ જ માંહે, વિકો રહ્યો મસાણુ જ જાંહે.
હરસિદ્ધ રૂપ પોતાનૂં કર્યૂં, જોબનવંત સુંદરીઈ ધર્યૂં. ૨૦૮
ઉજ્જ્વલ વરણુ, પીતાંબર અંગ, પોતે એકલાં નહિ કો સંગ;
આભૂષણુ પેહરણુ નહિ પાર, રૂપ તણો તો છે અંબાર. ૨૦૯
ચરણુચોળીનૂં નહિ મૂલ, કરમાં ગ્રહ્યૂં કમળનૂં ફૂલ;
રંભા રૂપ મહાજોબન વેશ, સ્નિગ્ધ લિના શિર છૂટા કેશ. ૨૧૦
રમઝમ કરતાં લીલવિલાસ, આવ્યાં વિકાજીને પાસઃ
હલ્યા ! માહરા મોહલા માંહિ, કિમ એકલો આવ્યો આંહિ ? ૨૧૧
આવ્યો તો ભલે તૂં આવ્ય, માગૂં દાંણુ તે હવડાં લાવ્ય.
એહવાં વાચક સુણ્યાં જવ કરણુ, વિકો લાગો માતાને ચરણુ: ૨૧૨
ઇછા હોઈ તે માગો તમો, વચનબંધ તે આપૂં અમો;
નહી મુકૂં હૂં માહરી વાચ, તે નિશ્ચે માનોજી સાચ. ૨૧૩
કહે હરસિધઃ તૂં શીઘ્ર થૈ જાપ્ય, તાહરૂં રુધિર તૂં મુજને આપ્ય;
ત્રપત કરે જો તૂં મુને, તો સતવાદી જાણૂં તુને. ૨૧૪
જથેષ્ટ ન કરૂં તૂં મુઝને આપ, તો તુઝને હૂં દેઉં શાપ;
હરખ્યો વિકો કાઢી છુરી, આપ જંઘસ્થલ ઉપરિં ધરી. ૨૧૫
શોષ્યૂં રુધિર ન મળે માંહે ટાંક, પડ્યો વિકાનો અધિકો વાંક; .
લાવ્ય લાવ્ય ભુખ્યાં છૂં અમો, શાને વચન દિધૂં છે તમો ? ૨૧૬

---

રડી છાંહિ, રુડો છે નીર, ભોજન કરીયે આંણી તીર.
મસાંણુ આપરણુે સુ કરે, ખેદ કરે તો નીશ્ચે મરે.

૨૦૮ પરભવ કે. ભટારક. ૨૦૮–૧ પછી કે.માં વધારો છેઃ–મહા ભયાનક તે વન હોયે, માનવ્ય જાત રહે નહિ કોયે. કર્યૂં કે. કરી સુંદરીઇ ધર્યૂં. કે. સુંદર સુંદરી. ૨૦૯ આભૂષણુ૦–કે. આભુષણુ પેહેરાં અપરમપાર, આપે રૂપ તણો અંબાર. ૨૧૦ ૨૧૧ વિકાજીને ફ્રા. વિકાને. ૨૧૩ ઇચ્છા ફ્રા. જે ઈછા. ૨૧૪ તો૦–કે. તો ધીરજપણુ જાણૂં તાહરૂં. જો કે. મન. મુને કે. માહરૂં. ૨૧૫–૧ ને બદલે કે.નો વધારોઃ–

પુરણુ પેટ ભરે નહી આપ, તો દેયું છું તુજને શ્રાપ.
કદાચ કોપ જો હૈડે ધરું, ખાલી ભસ્મ ખણુંકમાં કરૂં.

માતાને રુધિર આપવા, લાગો પાય પીંડી કાપવા;
તિહાંથી નાખ્યૂં રુધિર જ રેખ, થયો આકળો મન વિશેષ. ૨૧૭
પછે હાથની કાપી બાંહ, રુધિર બીજૂં નાખ્યૂં તિહાં;
લાખ્ય રુધિર કે મુખે કહે નાથ,મુઝને ઘણી અવેરૂ જ થાય. ૨૧૮
તાહરે વિકે દરખ જ ધર્યો, કાઢિ કાળજુ આગળ કર્યો;
પછે મનમાં આણીને રીસ, લાગો છેદવા આપે શીશ. ૨૧૯
લેજ્યો માત મનગમતો ભોગ, ટાળો વ્યાધિ, ભયાનક શોક.
એવૂં વચન બોલ્યો તે સાથ, હાંહાં કરીને ઝાલ્યો હાથ. ૨૨૦
માગ્ય વરદાન પ્રસન હૂ થઈઃ તાહરી ચિંતા સઘળી ગઈ
કાંઈ હુંસ મનમાં નવિ રાખ્ય, જે ઇછા તે મુજને દાખ્ય. ૨૨૧
અમૃતદષ્ટે વરસો મેહ, સાજી કીધી તેહની દેહ.
માતા! મન સારૂ હોય તુને, તે હેત કરીને આપો મુને. ૨૨૨
તૂં પૃથવીપતિ રાજા થાઈ, તૂ ગજ્યો કોનો નહિ જાઈ;
નવે ખંડમાં તાહરૂં નામ, કરેશ અજિત, અભેદિ કામ. ૨૨૩
કલ્પ કોડ સુધી નામ જ રહસ્યે, તુઝથી દુખ લોકનાં જસ્યે,
વીર ધીર તૂં સાહસિક હોય, નહિ જિતે, નહિ ગજે કોય. ૨૨૪
આપ્યૂ અભેદ એહવૂં વરદાન, થયા માતા તે અંતરધ્યાન

એટલે તિહાં પરભવ આવિયો, સામગ્રીને પાક લાવિયો. ૨૨૫
કર્યૂં ભોજન બહુ રૂડી પેર, ગયા ગામ પ્રજાપતિઘેર;
ઠરી ઠામ તે વાસો રહ્યા, બંધવ બેહુ સુખિયા થયા. ૨૨૬

---

૨૧૬ થાને૦-કે સીહ વચન આપુંઇ તમો ૨૧૭ તિહાંથી૦-કે રુધીર તણી બૂંદ નાખી રેખ ૨૧૮ બીજું કે. બીંહુ એક ૨૧૯-૧ ને બદલે કે મા આ કડી છે-

તો વીક ખુઝે કરી, આપ મસ જે પાથી ધરી
કાઢાડી કાલજુ આગલ ધરૂ, રુધીર-બીંદુ તો નવ નીસરૂ

૨૨૦ મન ગમતો કે ભવાની ટાળો૦-કે વચન ઓસીકલ ટાલો રોગ ૨૨૧ કાઈ૦-કે હોસ ન રાખેશ તાહારે કહે, માગ માગ વાણી એમ વહે ૨૨૨ વરસો કે વરસે તે હેત કે તેહે ૨૨૩ કરેશ૦-કે કરીશ પરકારજના કામ ૨૨૫ અભેદ એહવૂ કે અભેય વર તિહાં પરભવ કે ભટાક સામગ્રીને પાક

### દુહા

જેહને ઘેર વાસો રહ્યા, તે દુખ ધરે અપાર;
રુદન કરે થાઈ આકલી, ખંચે નહી તે ધાર. ૨૨૭
કહો બાઈ! તમે કાં રડો, સ્યૂં પ્રગટૂં છે દુખ ?
કહો વાત અમને તમો, ઈશ્વર ભાગે ભૂખ. ૨૨૮
માહરે તો ઘેર એક છે, લાડકવાયો પુત્ર,
તેહને તેડૂં રાયનૂં, ભાગ્યૂં છે ઘરસૂત્ર. ૨૨૯
એક દુષ્ટ છે ગામમાં, નિત્યે માણુસ ખાય;
ઘર ઘર તેણે કર કર્યો, સહુ વારા ફરતી જાય. ૨૩૦
આજ વારો (માહરા) પુત્રનો, તેહની હઈડે દાઝ,
પ્રાતસ્કાલે તે હણે, રાત્યે કરસ્યૈ રાજ્ય. ૨૩૧
વિક્રો કહેઃ રખે દુઃખ ધરો, તે સાટે હૂં જાયૂં;
મારૂ પાપી દુષ્ટને, કે જીવતો હૂં સાહૂં. ૨૩૨
એટલે તેડૂં આવિયૂં, તેડે છે પરધાન.
વિક્રો ચાલે આનંદમાં, ચાવી મુખમાં પાન. ૨૩૩
ગયો રાજ્યમાં રીઝસ્યૂં, સહુ કો બેઠા થાય;
તતક્ષણ બેઠો તરતીબસ્યૂં, તેહ ઠરાવ્યો રાય. ૨૩૪

### ચોપાઈ

વિક્રો કહે રાજા હૂં અમો, જે કહૂં તે કરજો તમો;
મદ્ય તણાં ભરાવ્યાં માટ, મૂંકયાં ઠામઠામ, ઘાટોઘાટ. ૨૩૫

---

કે. અનસામગ્રી તે. ૨૨૬ ગામ ફા. ગામમા. પ્રજાપતિઘેર ફા પ્રજાપતિને ઘેર. ખંખર બેહુ કે. સૂવા કારણ ૨૨૭ થાઇ આકલી કે. હૈડુ હણે નહી તે કે. નયણે ફા. ૨૨૭ પછી કે.માં વધારો–

થાયે અતીસે આકલી, રાખી ન સકે કાયિ;
બીકો બેઠો તો વાસમાં, તે તો દૃષ્ટ જોયે

૨૨૮ ભૂખ કોહો૦–કે. કોહો રે માતા કા સૂયે. ૨૩૦ દુષ્ટ ફા દુષ. તેણે

બળી બાકુલ વડાં બહુ સાર, તેહના કિધા બહુ અંબાર;
રાખી ઉઘાડી એક જ પોળ, કરી દીપકની તિહાંથી ઉલ્ય; ૨૩૬
સાકર કેરા સરબદ કરી, મેહેલ્યાં કુંડા વાટે ભરી;
અનેક મેવા, બહુ પકવાન, વિવિધ સુગંધ, ચોલીયાં પાન. ૨૩૭
ભરયા દુધના કુંભ જ ઘણા, ઉડે બહેક કસ્તુરી તણા;
આઘા દરવાજાને દરબાર, એક જોજન કરયો વિસ્તાર. ૨૩૮
તિહાં સુધી શોભા અતિ ભરી, ભુંય બાધિ ચંદનમય રચી;
અષ્ટ મહિષ પોળે બાંધિયા, કલશી ખીચડ દશ રાંધિયા. ૨૩૯
નિશા ગઇ જબ અરધ જ પોહોર, લોક ગયા સહુ ઠોરેઠોર;
સંધ્યાકાળ પડી જવ રાત્ય, પશુ પંખી નહિ માનવ જાત. ૨૪૦

વિક્રા હાથે ખડગ જ ધરી, રહ્યો મોહોલમાં આપે હરી;
એટલે આવ્યો વીર વેતાલ, પ્રથમ મહિષનો આણ્યો કાળ. ૨૪૧
શીઘ્ર મદીરા ખાધિ ખીચ, તિહાંથી મનમાં પામ્યો રીઝ;
જિમ જિમ પગલાં ભરતો જાય, આહાર અમૃત પકવાન જ ખાય. ૨૪૨
ચાવે પાન, ને ચોળે તેલ, આપે કરે રંગની રેલ;
બસ બાકલનો આહાર જ કરે, તિમ તિમ હેત હઇયડામાં ધરે. ૨૪૩
આજના રાજાને ધનધન્ય, સંતુષ્ટ કરયૂં છે માહરૂં મન;
સાકર સરબદ, સોપારી ખાય, રંગ મહેલમાં આપે જાય. ૨૪૪

ક઼ા. તે. ધર૦-કે. કર કરી આપો તેહને. ૨૩૬ બહુસાર કે. નેખીર. તેહના૦- કે માં આ ચરણને સ્થાને આ વધુ છે'-શરબદ સાકર કેરા નીર ૨૩૬-૧ પછી કેનો વધારો -ઘેબર આણ સુખડીયે સાર, તેહના કીધા છે અંબાર. તિહાંથી કે. આખી. ૨૩૭ સાકર૦-કે. કડાં દુધ સાકરીયાં કરી. ચોલેયાં ફા. ચેયાં ૨૩૮ ભરયા૦-કે. સુભ શીખંડ દહી ઘાડા ઘણા. ઉડે કે. ઉડાડા. આઘા૦-કે. આઘ પોલ દરવાજા બાહાર. ૨૩૯ ચંદનમય રચી કે. ચદન માંહિ પચી. ૨૩૯ પછી કે.માં આ પંક્તિ વધુ છે:—અજ મોટા બાંધા પંચાસ, ભાગે ભુખ પોહોચે જમ આસ. ૨૪૦ સહુ કે. ઘેર. સંધ્યા૦-કે વલી છાંહે, પડી છે રાત. ૨૪૧ ફા. મહીષનો. ૨૪૧ પછી કે.માં આ પંક્તિ વધુ છે.-પછી વડાં અદદ કરાં ચરો, પુર માંહે પેસતે હરો. ૨૪૨ શીઘ્ર કે. પીધું. ફા.

### દુહા

ઇમ કહેતો તિહાં ગયો, (જિહાં) રાજાનો દરબાર,
માનવ તો દીઠો નહિ, (ને) શોભા હારો હાર. ૨૪૫
આવ્યરે રાજા ! (તૂં) આજના, કરૂં તુજને નાહાલ;
માગ્ય માગ્ય વર મુઝ કને, તુઝસ્યૂં મુઝને વાહાલ. ૨૪૬
નિશ્ચે તુઝને નહિ હણૂં, લે વાચા સત કોલ,
જોયૂં વદન હૂં તાહરૂં, શીઘ્ર થઇતિ ઓલ્ય. ૨૪૭

### ચોપાઈ

વિક્રો આવ્યો, પાયે નમ્યો, જોહાર કરયો તિહાં મનસ્યૂં ગમ્યો.
વેતાલ કહે તૂં પાયે લાગ, મુજ પાસે ગમે તે માગ્ય: ૨૪૮

તુઝ પાસે જોર કેટલૂં, પછે હૂં માગૂં તેટલૂં;
તમારૂં તે સ્યૂં છે નામ? સ્યૂં સ્યૂં નીપજે તમથી કામ? ૨૪૯

માહ' નામ તો વીર વેતાલ, રીસે ભર્યો કૃતાંત જ કાળ,
અણુચિંતવ્યાં મહાકામ જ કરૂં, સ્વર્ગ, મૃત્યુ, પાતાલે સંચરૂં. ૨૫૦
બાવન વીરમાં હું સરદાર, મ્હારાં પ્રાક્રમ અપરંપાર,
સત્ય હરસિધ તણો છે હાથ, ભૂચર, ખેચર માહરે હાથ. ૨૫૧
ઇંદ્રાસન, બ્રહ્માસન જાયૂં, ન્યહાલ કરૂં પ્રસન જ થાયૂં;
કોપૂં તેહના લેઉં પ્રાણ, અદૃષ્ટ વિદ્યા મુઝમાં જાણ. ૨૫૨
લઘુલાઘવી વિદ્યા કરૂં, એક ઘડિમાં પૃથવી ફરૂં.

એહવાં વચન વેતાલે કહ્યાં, તે રાજાઇ મનમાં લહ્યાં. ૨૫૩
કહે વિક્રો વચન જ આપ્ય: હૂં આપૂં તે વરતૂં થાપ્ય.
આપે વચન બાંધ્યો તે વીર, એહવો પોતે સાહસ ધીર. ૨૫૪

---

અહાર. પકવાન જ કે. આદ્દેરા ૨૪૩ હેત કે. હોંસ. ૨૪૫ કહેતો કે હરખતે. ૨૪૬ નાહાલ ફા. નાહાલ. ૨૫૦ અણુચિંતવ્યાં કે મન ચિંતવ્યાં. ૨૫૨ કરૂં૦-ફા. કરૂં જેહને પ્રસન થાયું. ૨૫૩ એહવાં૦-કે. જુધ કરતે નહિ હારૂં હું, એવું જાણી

### દુહા

પ્રથમ માગું એટલૂં, મંન વિચારી જોય,
ઘડિ પાણિવલ છે ખરી, (જો) માહરૂં આયુપ હોય. ૨૫૫
આવરદા જે માહરૂ, કહો બરાબર સત્ય,
તો વિશ્વાસ આવે મુને, સ્વર્ગ તમારી ગત્ય. ૨૫૬

પવન રુપ થઈ પરવર્યો, ગયો બ્રહ્મસદન છે જાંહિ;
કર જોડી ઉભો રહ્યો, ઈશ્વર બ્રહ્મા ત્યાંહ. ૨૫૭
માહારાજ વિક્રમ માનવી, તેહસ્યૂં પાડી હોડિ,
આવરદા તેહનો કહો, (તો) પોહોચે માહરાં કોડિ. ૨૫૮
વરસ એક સો પાંતરીસ, ઉપર મહિના સાત,
દિન દશ ને પંનર ઘડી, જાયો કહો સત્ય વાત. ૨૫૯
નામ્યૂં શીશ મહાસુખ થયૂં, આવ્યો ઊલટભેર
એક પલકમાં શીઘ્રસ્યૂં, જિહાં વિક્રમ છે ઘેર. ૨૬૦
માંડી વાત સઘળી કહી, વરસ માસ ને દિન,
અધિક ઉદ્યમ એહમાં નહી, દઢ કરી રાખો મન. ૨૬૧

વિક્રમ કહેઃ મ માનિશુ કોલ, ઓસંકલ થાઉં;
એક દિવસ વધારવા, પાછા તે સ્થાનક જાઉં. ૨૬૨
આવરદા દિન એકનો, જો વધારો મુઝ,
(તો) તમે માગ્યૂં આપસ્યો, સાચો જાણું તુઝ. ૨૬૩

---

વર માગે હું. ૨૫૫ છે ખરી કે. તે કાહો. ૨૫૬ બરાબર કે. સાચું તે. ૨૫૭ બ્રહ્મ સદન ફ્રે. વામસુદન. ૨૫૮ આવરદા૦—કે. આવીષ્ય તેહનું કેટલું, કાહો તો પોહોચે કોડ. ૨૫૯ પછી કે.નો વધારોઃ—

કમલપુંજ કરસે ખરી, માકમ એહ અપાર,
વીક્રમ વરસ ૭૮ ભોગવે, શત પુરાં અગીયાર.

૨૬૦ નામ્યું૦—કે. વદન નામું તે વીશ્વપત. જિહાં કે. બેઠો. છે ફ્ર. છે ત. ૨૬૧ દઢ કરી રાખો કે. નીશ્ચે માનું. ૨૬૨ કોલ ફ્ર. હવે કાલ. જાઉં કે. થાઉં

ગયો વીર પાછો તિહાં, બેઠા પુરુષ પુરાણ,
કર જોડી વચને કરી, કીધી સ્તુતિ વખાણ. ૨૬૪
મહારાજ! મેં તમને કહ્યો, પ્રથમ જે વિક્રો જન,
તેહનું આયુષ વધારીઈ, પૂરો એક જ દિન. ૨૬૫
લખ્ય પસાય મુઝને કરો, મનની પૂરી આશ,
એક દિવસ તેહનો વધે,(તો હું) પામું સુખવિલાસ. ૨૬૬

કહે હરિઃ ઘેહેલો થયો, એ સ્યૂં બોલો મર્મ?
વધે ઘટે નહિ કો થકી, જેહ લખ્યૂં છે કર્મ. ૨૬૭

આવ્યો વીર પાછો વળી, જિહાં છે વિકો રાયઃ
માગ્ય વર કાંય અભિનવુ, મેં એ નહિ અપાય. ૨૬૮

## ચોપાઈ

વિકો કહે વધારો નહી, એક વાર પાછા જાયો તહિં;
એક દાહો ઘટાડિ લાવ્ય, એક પલકમાં વેહેલો આવ્ય. ૨૬૯
કરો આયુષમાં ઉછો દિન, (તો) પાલો કોલ ને માનો મન.

એહવૂં કહેતાં વીર જ ગયો, મહારાજને સંદેશો કહ્યોઃ ૨૭૦
વધે નહિ, તો ઘટાડો માસ, (તો) માહારા મનની પોહોંચે આશ,

એહેવૂ સાંભલી બોલ્યા હરિઃ અજાણ! સ્યૂં પૂછે છે ફરી? ૨૭૧
જેહેનો-લખ્યો વિધાતા લેખ, અધિકા ઉછો ન થાઈ રેખ;
બિહુ પખૂં જનનીને પેટ, છઠે દિન જે લખિયા નેટ. ૨૭૨
સુખદુઃખ, હાણ ને વૃધ જ હોઈ, તે મટાવી ન સકે કોય;
યજ્ઞ થકી પુન્ય કરે વિશેક, (તોયે) આયુષ ન વધે પલક જ એક. ૨૭૩

૨૬૩ (તો) તમે૦-કે તો મન માનું(ન્યું) આપીશુ ૨૬૪ વચને કે. વીનય. કીધી૦-કે. વીવીધ પ્રકાર વીખાંણ ૨૬૭ હરિ ક્ર. નિરંજન. કો થકી ક્ર. એ કો થકી. ૨૬૮ મેં એ૦-કે જે મનની ઇચ્છાય. ૨૭૦ કરો૦-કે મા આ પક્તિ નથી. એહવૂં૦-કે તાહાં જઇને પાગે લાગીયો, એક વચન મનથી માગીયો ૨૭૧ અજાણ ક્ર. હું અજાણ. ૨૭૩ યજ્ઞ થકી ક્ર. જે યજ્ઞ થકી, કે. લખ જગના પુન્ય કે. નર.

મહા પાપી બહુ નંઘા રટે, (તોયે) પલક એક નવિ આયુ ઘટે;
સારાં કૃત આપે ભોગવે, ભૂંડાં કરે (તો) ભૂંડાં ભોગવે. ૨૭૪
લખ્યું વિધાતા તે તો સહી, મટે નહીં જિમ લોઢે લહી;
તલભર વધે, જવભર ઘટે, લખ્યાં કર્મ કોનાં નવિ મટે. ૨૭૫

દુહા

કોડિ ઉપાય, ઉર સહસ બુધિ, કરિ દેખો સબ કોય;
અણુ હોણિ હોણી નહિ, હોણી હોઈ સો હોઈ. ૨૭૬
બુદ્ધ પરપંચ ને ભેદ જે, વિવેક વિદ્યા (જે) જુક્ત જાણ,
તે સહુ જાણે (છે) હું કરૂં, (પણ) સર્વ લખ્યા પ્રમાણ. ૨૭૭
અનતોલ પાણી વજન, નેત્ર પલકારા જેહ,
તે સર્વે લખ્યું ભોગવે, (તેમાં) અધિક ન ઉછું તેહ. ૨૭૮
નિદ્રા, જાગ્રત (ને) સ્વપ્ન, સુખ, દુઃખ, ઘર, સુત, પરિવાર,
તે સવિ લખ્યા વશ્ય ભોગવે, શું કહું વારવાર? ૨૭૯

છપ્પય

થિર ન રહે રવિ ચંદ્ર, ઇંદ્ર ઇંદ્રાસન ડોલે;
ડગે દસ દિગપાલ, આલ સતવાદી બોલે;
ચયે અવનિને પેર, ફેર સૃષ્ટિ હોય પ્રડણ;
વહે ઊલટી ગંગ, ભગ સતીવ્રત ખડણ;

૨૭૪ રટે કે કરે સારા૦–ફ્ર. સારા કૃત જો આપે ગવે ૨૭૫ લહી ફ્ર. લીહ ન ફ્ર. નહિ તલભર૦–કે તન ન વધે, ને જવ નવ ઘટે, લખ્યા લેખ કોહો ના નથ મટે કર્મ કે લેખ ૨૭૬ ઉર સહસ બુધિ કે આપે કરે કરિ૦–કે બુધ પરપંચ ને ભેદ અણ૦–કે. કરુ ન થાને કોઈનું, વાણી બોલે વેદ ૨૭૭ બુધ્ધ૦–કે શાણપણ ડાહ્યાપણ, કલવીકલ, વીધાવીવેક યુક્ત જાણે જુક્ત ફ્ર. જે. તે૦–કે મુરખ જાણે હું કરુ સર્વ લખ્યા કે લખ્યા વશ ૨૭૮ ઉછું કે ન્યુન ૨૭૯ પછી કેમાં ફ કડી વધુ છે–

જપ તપ પુન પરમારથી, પરમારથ ને પાપ,
અસત અન્યા આચરે તે કરમ લખ્યા પરતાપ.

મન, અનિલ બાંધ્યો રહે, કોય કાળે વંધ્યા ફળે;
સામળ કહે એ કર્મની, રેખો ટાળી નહી ટળે. ૨૮૦

## ચોપાઇ.

કર્મ તણી હકીગતિ લહી, વિકા આગળ માંડિ કહી;
બીજાંૂ ભાગ્ય જે મુઝથી મળે, લખ્યો આંક ટાળ્યો નહિ ટળે. ૨૮૧
કહે વિકોઃ તાહરૂ સ્યૂં જોર? તૂં હસારો, માહરો ચોર.
ધસી ચોટલો ઝાલ્યો દિશ, કાઢ્યૂં ખડગ છેદવાને શીશ. ૨૮૨
ઘણા લોક વશ્ય છે તાહરે, નહી મુકૂં હાથ આવ્યો માહરે;
મુઝને મારી તૂં નહિ શકે, માહરી આવરદા ખુટા પખે. ૨૮૩
એક સો પાંત્રીસમાં પંનર ગયાં, બાકી ભોગવવાં અમથાં રહ્યાં.
વચન આપ્યૂં તે લહેણૂં થયૂં, જાણ્યે શીશ એ તાહરૂ ગયૂં. ૨૮૪
કોલ આપ્યો તે ન અપાય, તુઝથી વઢતાં કેમ જિતાય;
સંભાર તાહરો હોય તેહને, કરૂ ઘાત તાહરી દેહને. ૨૮૫
કોટ ઉપાય નહિ મૂકિયે, આવ્યો હાથ તો કિમ ચુકિઈ?
શામ દામ કરસ્યો બહુ ભેદ, નહિ જીવતો મૂંકૂ વેદ. ૨૮૬
કાંઇક જો પ્રતિજ્ઞા લેઊ, બોલે સાચૂં (તો) મૂંકિ દેઊ;
અહરનિશ મુઝ પાસે રહૂં, કરે કામ જે તુઝને કહૂં. ૨૮૭

---

૨૮૦ અવની ને કે. અવની દ્રુમ. ફેર૦—ફા. ફર. મંડણ પા. મંડાણ. વંધ્યા કે વેઝા. ૨૮૨ દિશ કે. તે દીશ. ૨૮૩ આવ્યો કે ચડો. માહરી કે. માહરો. ૨૮૪ ભોગવવાં ફા. ભોવવાં. જાણ્યે કે. જાણો. ૨૮૫ તુઝથી૦—કે. તો મુજથી તેં કેમ જીતાયે. કિમ ફા. તે કિમ. ૨૮૬ હાથ કે હાથે. ૨૮૬ પછી કે. નો વધારોઃ—

કહે વૈતાલ વાણી સાંભલો, મોટો ઉસ્તાદ માહારો તું મલો;
આપો કોલ મેં તાહારે હાથ, વેચાણો છું તાહારે હાથ.
ઉગાર જીવ મનથી માહારો, રાખ કરી મુજને તાહેરો;
ચીત આવ્યે તો ચાકર રાખ્ય, સમ ખાઇ વેદ પુરું સાખ્ય.
ભુપત તાહારે ભાગ્ય જ ભલે, મજ સરખો માગો નહિ મલે;
લાગો પાયે નેહેસુ નમી, તે વાણી વીકાને ગમી.

ગાહરી વાતનો ન કરે લોપ, કોય વેળા ન ચઢાવે કોપ,
જિહારે સમરૂં તાહરે પાસ, જિમ વશ મૂલ ખરીદી દાસ.
હવડાં દ્વેષ મનમાં નવિ ધરો, અજિત કામ હુકમસ્યૂં કરો.

વેતાલ કહેઃ તું સાંભળ ભૂપ! દીસે છે કો દેવસ્વરૂપ. ૨૮૯
હિંમત ઘણી હઇયડે તુઝ ચડે, નહી કર કોણ મુઝ સાથે વઢે;
તુજ સરિખાને હું ઇચ્છતો, મન સમજે જે છે પ્રીછતો. ૨૯૦
માણુસ (એક) માહરે મારવૂં પડે, તેહની હત્યા માથે ચઢે,
તોહે આહાર પૂરો નવિ થાય, એ મોટી માહરે ચિંતાય. ૨૯૧
એક દિન નવિ ભાગે ભૂખ, તેહનૂં મુઝને મોહું દુઃખ;
માહરૂં પેટ દાઢિ તમે ભરો, તાહરો ઉપાસિક અમને કરો. ૨૯૨
ઈણ પ્રતિજ્ઞા તે લો જોઇ, તાહરૂં થુંક, તિહાં માહરૂં લોહી;
તુઝને વાગે તિહાં વાંસો ધરૂં, તે વાતનો સાંસો નહિ કરૂં. ૨૯૩
ભોગ આપી મુઝને તેડસ્યો, ધરી ધોંસરી ને ખેડસ્યો;
ભોગ આપતાં થાસ્યે (જો) ફોક, તાહરે આપણુ લોકાલોક. ૨૯૪
ભોગ નહિ આપો, ચુકિ જસ્યો, તાહરે માહરા દુશમન થસ્યો.

કર ઉપર કર તે ધરી, એક એક પ્રતિજ્ઞા કરી. ૨૯૫
વિચ આણી હરસિધ માવડી, સમ ખાધા પગની પાવડી.
સુખે ચલાવો રાજસિધ રીત્ય, વીર વિક્રે કીધી બહુ પ્રીત. ૨૯૬
હરસિધનો પહેલો છે હાથ, વીરજિતને લીધો સાથ;
મહાકાલેશ્વર પ્રસન્ન થયા, વિક્રમ ઉપરિ કીધી દયા. ૨૯૭

દુહા

વીરજિત વિક્રમ હવા, જે ત્રિકો બલપૂર.
જિહાંગીર વાગ્યા જિત તણાં, શિર ઉગમતે સૂર. ૨૯૮

---

૨૮૭ રહું કા. રહો તુઝને કે મુખથી. ૨૮૯ હવડાં કે હવડાનો. દીસે૦–કે. દીસે કો કારણ રૂપ. ૨૯૦ સમજે કા. સમજી. ૨૯૩ તે લો જોઈ કા. તે જો થુંક કા. થુંક પડે તિહાં ૨૯૫ એક એક૦–કે પરમેશ્વર વીચમાં પ્રીત કરી ૨૯૬ પગની કે. પુજા રાજસિધ કે. રાજસ ૨૯૭ વીરજિતને૦–કે. વીર

મંગલ ઉછવ ઘર ઘરે, ચાલી વાત ચિહુ પાસ,
વિકે વીરજ જિતીયો, પોહોતી મનની આશ. ૨૯૯
મૃદંગ માદલ ગડગડ્યાં, શોભા બહુ વિધ પેર,
દૂધે ઉંબર ધોવરાવિયા, તરિયા તોરણુ ઘેર. ૩૦૦
જિતી બાંધ્યો વીરને, જે માણુસનો કાળ,
એહથી તે ઉછવ કિયો, તાર્યો છે વેતાલ. ૩૦૧
કો પૂજા કરે વિપ્રને; કો જઈ પૂજે દેવ;
કો વેરે પુષ્પ ચિહુ દિશે; કો કરે સદ્‌ગુરુસેવ; ૩૦૨
કો કુમ કુમ હાથા કરે; કો ગાઈ સુંદરી ગીત;
કો આભૂષણુ સારાં સજે; કો નારાયણુસ્યૂં પ્રીત; ૩૦૩
કો ઉછાહે ઊછળે; કો વસ્ત્ર ધરે છે અંગ;
કો વળગી ઝુમે હેતસ્યૂં; કો કરે રાગ રસ રંગ. ૩૦૪
જિમ વાંઝીયાં પામે પુત્રને, જિમ નિર્ધન પામે ધન,
તિમ સહુને ઊલટ ઘણો, રાજા જોવા મન. ૩૦૫
નર નારી ટોળાં મળી, બહુ રાજદ્વારે જાય;
તિલ પડ્યાની જાયગ નહિ, શોભા અધિકી થાય. ૩૦૬
કાંસી, ત્રાસાં, નફેરીયો, ચહુ ચહાટ ભૂંગલ ને ચંગ;
ઘોર શોર વાજાં બહુ, માદલીયા મૃદંગ. ૩૦૭
બહેક, કસ્તુરિ, ચંદન ઘડા, પુષ્પવૃષ્ટિ બહુ થાય;
નિરખે રાજા વીરને, જય જય શબ્દ બોલાય. ૩૦૮
વિપ્ર આશીષ દે વેદની; જશ બોલે ચારણુ ભાટ;
સ્ત્રિયો લે ઊતારણાં; ઈમ થઈ રહ્યો ઘેહેઘાટ. ૩૦૯

---

લીધો હાથ. ૨૯૮ જે૦—કે વાધ્યૂં પુર. જિહાંગીર કે જાગીર. ૨૯૯ પછી કે. નો ધારો:—અરુણુ ઉલટો હરષનો, ગુણુ ફેલો તેહ ગામ; જીતો વીર તેણે ઠરું વીક્રમાદિત સુભ નામ. ૩૦૧ તાર્યો છે કે. વારો વીર. ૩૦૩ નારાયણુસ્યુ કે. પરીઅંમસૂ. ૩૦૪ રાગરસ કે. રાગસૂભ. ૩૦૫ ઘણો કે. થયો રાજા કે. મટીપત. ૩૦૬ અધિકી કે. સૂરની. ૪૦૭ ભુગલને કે. કરે છે. માદલીયા કે. માદલ રૂડો. ૩૦૮ બહેક૦—

પટાભિષેક રાયને કર્યો, શીશ સોહાવ્યૂ છત્ર,
પ્રધાનવટી પ્રભવને, લખી છે ત્રાંબાપત્ર.
મોતી વધાવે મેદની, રતન અમૂલક હોય;
કો ભેટ કરે કંચન તણી, નહિ એકેની ખોડિ. ૩૧૧
નીર તોળાય અરણુવ તણું; ખગ તારા ગણાય;
તે સ્થાનક રચના થઈ, (કોડિ જિહ્વા) કવિઈ ન કહેવાય. ૩૧૨
મોતિ કંચન વસ્ત્ર બહુ, રતનચિંતામણ જોડિ;
તે માલની સખ્યા કરો, લખટકા બાણૂં કોડિ. ૩૧૩
આનંદ ફેલ્યો અતિ ઘણો, સિધા સહુનાં કાજ,
માલવ મુખ્ય ઊજેણમા, વિક્રમ બેઠો રાજ. ૩૧૪
ભોજન નગર બાધૂ કરે, નહિ કોને મન શોક,
પછી રાતે રળીયાતસ્યૂ, ઘેર ગયા સહુ લોક. ૩૧૫
તુરંગ તેજી વાંકડા, મનગમતા માતંગ,
વળ્યા ધાવ નીશાણુસ્યૂ, તત્ક્ષણ ફૂલ્યૂં અંગ. ૩૧૬
શુભ સુખાસન મોકલ્યૂ, ઋષિઆશ્રમ જિહાં માત,
ઋષિ સમેત તેડ્યા સહુ, કહી દુઃખસુખની વાત. ૩૧૭
પ્રતાપ ઋષિજી તમ તણો, માતાનો પરસાદ,
પામ્યા રાજ પૃથિવીપતિ, મનમા અતિ ઉલ્હાદ. ૩૧૮

કે કસ્તુરી ચદણ એહેક બોહો ગુણ, જસ-ગુણ ગુણ ગાયે ૩૦૯ વિપ્ર૦-કે મા આ પંક્તિને બદલે નીચેની કડી છે –

વીપ્ર વદે આશીશ અતી, ભણે ભટેરા ભાટ,
ચારણ બોલી ચાવત્રે, નાગડ ગુણ પેહધાટ

એ કે કરે દામ૦-કે કો જઈ લાગે પાગ ૩૦૯ પછી કે. મા પંક્તિ વધુ છે –ધન ધન ધન સહુ કો કહે, આનદ અગ ન માય ૩૧૦ પ્રધાનવટી૦-કે દીવાની દરોદીને ૩૧૧ હોય કે કોડ નહિ૦-કે કો હીરા માણુક જોડ ખોડિ ક્યા તિહાં ખોડિ ૩૧૨ રચના કે શોભા કોડિં૦-તે કહીએ કહી ન જાયે ૩૧૩ કે મા આ કડી છે

ગરથ ખજાનો માલ ધન, લછ થઈ બોહો લાખ,
અગણીત દામ કરોડનો, સાહાસ પુરાતો શાખ

૩૧૪ કોને કે સપને ૩૧૮ પ્રતાપ૦-કે કરો જસ ઋષી તણો, માતાનો પરતાપ

## ચોપાઈ

રાત્રિ અર્ધ આપે જવ ગઈ, પ્રજા સૂતી સર્વ સુખણી થઈ.
સૂતા પાયક, સૂતા પરધાન, જાગે આપે એક રાજન. ૩૧૯
જોયું હર્ષભર્યા છે સહુ લોક, આજ કોના દિલમાં છે શોક,
જોયૂ ચરચા ગામ જ તણી, ઉઠ્યો આપ ઊજેણીધણી. ૩૨૦
વાળી ગાતડી આપે કસી, ઉઠ્યો વીર તે સેજથી ધસી.
ખડગ ઉઘાડું હાથે ધરે, ગળી કુંચી ઘરઘર ફરે. ૩૨૧
નવતેરી નગરીનાં હાટ, ઘરઘર ચાલ્યા જિહા વાટ;
ફરે રાય તિહા આનદભેરયૂ, ઘેરે ઘેરે સહુ સૂતા છે સેર. ૩૨૨
પહેલે દિવસ જિહા વાસો રહ્યો, (તે) કુંભારના ઘર આગળ ગયો;
માદીકરો જાગે છે રાત્ય, કરે માહો માહે (બેહુ) વાત. ૩૨૩
મા કહેઃ કાલ્ય રહ્યો'તો ઘેર, જુઓ તેહેંના કર્મે કર્યો પેર;
સફલ થયો તેહનો આ દિસ, રાજછત્ર ધરાવ્યૂ શીશ. ૩૨૪
કહે પુત્ર તાહરો એ વાક, મુઝને આજ કર્યો ત રાક;
માહારે વારે જે ગયો, સેહેંજે પૃથવીનો પતિ થયો. ૩૨૫
જિત્યો તેણે વીર વેતાલ, અસખ્ય અલેખે આવ્યો માલ.
જો તું મુઝને જાવા દેત, માલ એટલો હૂ તે લેત. ૩૨૬
એહવૂ કહિને કોપે ચઢે, માહો માહે બેહુ વઢે;
કુટે પેટ ને ગાઢે રૂઈ, (તે) કૌતિક રાજા વિક્રમ જુઈ. ૩૨૭

પૃથવીપતિ કે પૃથવી તણૂ ૩૧૯ આપે એક કે આપ એકલો ૩૨૦ જોયું૦—કે આજ હરખ સહુને સૂખ, જોયુ કોહોના દલમા છે દુખ જોયૂ કે જોવા ઊજેણીધણી કે અવતીધણી ૩૨૧ કુચી ઘરવર કે કુચીયે જોતો ૩૨૨ ઘેર ઘેર૦—કે જોયા ચૌટા વાટેવાટ ફરે૦—કે મા આ પક્તિ નથી ૩૨૩ પહેલે કે આઘ છે રાત્ય કે બોહો રીત કરે૦—કે કરે નઘા તેહ નચીત ૩૨૪ મા૦—કે રહો પથી આપરણે ઘેર. ૩૨૫ માહારે ક્રા કાલ્ય માહારે જે કે તે મરવા ૩૨૬ માલ ક્રા. તો માન—એટલો હુ તે કે લાખુનો ૩૨૭ ક્રા માહોમાહેમા માહો૦—કે મા દીકરો અદકેરા વઢે ૩૨૭ પછી કે મા આ વધારો છે —

કહે કુભાર સાભલ રે માત, તેં તો કાલ કરો ઉતપાત
હું ખાવા આપત એહને, સંતોષત દેતની દેહને

રાજાઈ તે સાદ જ કર્યો, રોતો રોતો બાહિર નિસર્યો.
કહેભાઈ! દુ.ખીયા છૂં અમો, મારનાર હો તો મારો તમો.
મધ્ય રાતે આવ્યા છો ચોર, દુ.ખિયા ઉપર રયો છો જોર?

કહેઃ વિક્રમ તજો ઉચાટ, દુ:ખ પ્રકટ થયૂં સ્યા માટ? 329
તૂં સાચી નવિ બોલે વાણ્ય, આદિ શક્તિને તુઝને આણ.

કહે કુંભારઃ સાંભળ રે ચોર! મહા દુઃખનો કહૂં અકોર. 330
માહરે સાટે પથી ગયો, તે તો ગામનો રાજા થયો;
તે તો પામ્યો અલેખે ગરથ, માહરો એકે ન સર્યો અર્થ. 331
તે માટે દુઃખ હઇડે ધરૂં, વાહેણો વિષ ખાઇને મરૂં.
અમે મરી રહ્યા છૂ ભૂખ, મરતાને મન સ્યાનૂ દુઃખ? 332

વિક્રમ કહે સાંભળ્ય રે તૂ, તુઝ ઘર રહ્યો હતો તે હૂં;
તે વાતનાં આપ્યા ઘધાણ, ઉલખ્યો રાજા ચતુરસુજાણ 333
તાહરા મનની ભાગૂ દાઝય, આવ્ય તૂંને બેસારૂ રાજ્ય.

તાહરે કુંભાર લાગ્યો છે પાય, મહારાજ! મુઝથી રાજ્ય ન થાય. 334

---

પરસન થાત તો ટલતી દાઝય, માન ખજાનો આપત રાજ્ય
અરે રાંડ વણસાડ્યો અરથ, ગરો હાથથી બાંધ્યો ગરથ
માન તને મારૂ ને મરૂ એ દુખ હૈડે કમ ધરૂં
રાજા બાહાર હૈડામા હસો, મરમ બોલ તેહેના હલ વસો.

૩૨૮ તો હુંતો તેહને ૩૨૯ મધ્યરાતે૦–કે તાકો છો કાંઈ માન નરીક, પુગતામાં ગાયો છે એક કહે૦ કે કહે નરપત ન મારે કોય, સાચું બોલ અમ સાસુ જોય ૩૩૦ દુ૦–કે સાચી કેહે વીતકની વાણ, જુઠું બોલે ઇશ્વરની આણ કુંભાર કે. કુંભાર કહૂ કે અલ ૩૩૦ પછી કેમા આ પંક્તિ વધુ છે –પથી રહેતો મારે ઘેર, તે પાપીયે કીધો છે કેર ૩૩૧ પથી કે તે તો તે તો ગામનો૦–કે મહીપત મારો થયો ૩૩૨–૧ પછી કે મા લીટી છે તેહને કહી ન સકાયે આપ, હત્યાને પાપીને પાપ મરતા ને મન કે હત્યા આપતા ૩૩૪–૧ પછી કેમા આ લીટી વધુ છે –કોડ વાર સાચુ સરવથી, ઇશ્વર આણ જુઠુ તો નથી. ન કે કમ ત્યારે કે મા આ લીટી વિશેષ છે –ગરથનો જે ચારણહાર, તે સૂ જાણુ રાજવીચાર

હાથી ઘોડે હૂં નવિ ચઢૂં, બેઠા માટલાં મોટાં ઘડૂં.
વિક્રમ કહેઃ દુઃખ સ્યાને ધરો? હણિ હઇડૂં ને આંસુ ભરો. ૩૩૫
તેહ વાતનો નાપે પાર, તો તાહરે શિર હત્યા ચાર.
તે સાંભળતાં રીસ જ કરી, તો તારે સતે મુરતક ધરી. ૩૩૬

દુહા

કહે કુંભારઃ હૂં સાચ્યૂં કહૂં, નથી રાજ્યનો અર્થ;
દુઃખ પ્રકટ્યૂં હઇડા વિષે, માહરે જોઇઈ ગર્થ. ૩૩૭
માટિ ચૂંથવી નવિ પડે, રહે નાસજાત્યમાં નામ,
સમ દીધા માટે કહૂં, માહરે દ્રવ્યનૂં કામ. ૩૩૮

સૂણતે વિક્રમ હરખિયો, મનમાં કર્યો વિચાર;
પ્રાત સમે તેડી ગયા, પોતાને દરબાર. ૩૩૯
માલ સર્વ સમર્પિયો, લખ ટંકા બાણૂં ક્રોડ,
દુઃખ ફીટિ મહા સુખ થયૂં, ગયો ઘર મોડામોડ. ૩૪૦

ધીર, વીર, દાતા ઘણો, પરદુઃખભંજનહાર,
નથી થયો વિક્રમ વિના, જોયો સહુ સંસાર. ૩૪૧
દાતા હસ્યે તે માનસ્યે, કીરપીને મન ફોક,
સત્યવાદીને સુખ હસ્યે, જૂઠાને મન કોપ. ૩૪૨
વિક્રમમહિમા સાંભળે, તે પામે અષ્ટ ભોગ;
વ્યાધિ શોક તેહને નહિ, ટળે તાપ મહારોગ. ૩૪૩

---

૩૩૫ દુખ સ્યાને ધરો કે. સાચી કાહો વાત, રોતી'તી ઘરમાં તાહારી માત. ૩૩૬ નાપે કા. નાવે. તેહ૦–કે. મરવા ઉપર તાહારુ મન, સત કહે પુછે રાજન. તે૦–કે.માં આ પંક્તિ નથી. ૩૩૭ કુભાર કે કૂલાલ. દુખ૦–કે મરતો તે માટ હતો ઘણો જોઇને ગરથ. ૩૩૭ પછી કે માં આ લીટી વધુ છેઃ–

રીઝી ખાઇયે રોટલા, કરીયે દુખ તે તાજ્ય,
નાણૂ ઘરમાં નીહાલીયે, તો લાખવરાં રીજ્ય રાજ્ય.

૩૩૮ દ્રવ્યનૂં કે. દામનું ૩૩૯ સૂણતે૦–કે. રુડી વાતે રીઝીયો, વીક્રમ કરો વિચાર. ૩૪૦ લખ૦–કે. અગણીત ટંકા છોડ. ૩૪૧ જોયો સહુ કે. શોધંતાં.

વિયોગ ભાગે તેહના, નિર્ધન પામે ધન;
અંબાજી પરસન સદા, નિશ્ચલ તેહનૂં મન. ૩૪૪
હરસિધ સાર તેહની કરે, નવગ્રહ પરસન હોય.
ભૂત, પ્રેત પીડા નહિ, ગંજી સકે નહિ કોય. ૩૪૫
તેહ સૂણીને પુન્ય કરે, લક્ષ ગણૂં નિત્ય થાય;
તે નગરે ભૂખ્યો નવિ રહે, પાચે પાતિક જાય. ૩૪૬

કહે પુતળી ભોજ! સૂણુ, એહેવો થયો તે રાય,
એહેવા પ્રાક્રમ કરી સકો, તો તમે ધરજ્યો પાય. ૩૪૭
જે મત્ય દીધી શારદા, તે મેં કરી અભ્યાસ;
કરતા વકના ઈશ્વરી, કહે કવિ સામલદાસ. ૩૪૮
એ ઉતપત્ય વિક્રમ તણી, સૂણતાં પોહોચે આશ;
દશમ કથા પૂરણ થઈ, કહે કવિ સામળદાસ. ૩૪૯
એહ વનિતા પુતળી, કહી કથા સુવિશાલ;
• હવે બાશા પુતળી, કહેશે વાત રસાલ. ૩૫૦
ગાય શીખે ને સાંભળે, તેહેનાં મન પોહોચે કોડ,
રણ માહે જશ ઊપજે, જોતાં હુસે હોડ. ૩૫૧

ઇતિ રાજા ગર્દભસેનની વાર્તા સંપૂર્ણ.

કપડવણજ મધ્યે લિ. જીવણજી

---

૩૪૨ જાહાનેં૦ કે જાઠા જનને ગોક ૩૪૩ આઠ કે બાત્રે ટળે૦-કે રેખ રહે નહી રોગ ૩૪૪ વિયોગ૦-કે વીજોગ નોહે વાહાલા તણો, નિશ્ચલ હોયે મન અબાજી૦-કે ધીરજ ધરમ દત હરવેરે, માનવ કોમત મન ૩૪૫ હરસિધ૦-કે. સાર કરે સીતાપની, હેવ હરીસૂ હોયે ૩૪૭ મી કડી કે મા આમ છે –

પ્રીત કરી કેહ પુતળી, ભોજ ભુપત ધર કરણ,
એવા પ્રાક્રમ જો કરો તો ધરો સીંહાસન ચરણ

૩૪૮ આ કડી કે મા ૩૪૯ પછી છે ૩૪૯ વિક્રમ તણી કે અનીપત તણી, દશમ કે એહ ૩૫૧ આ કડી કે મા નથી અહીં કે માં "અઠ કથા સંપૂર્ણ" એવો ઉલ્લેખ છે

# કલશની વાર્તા ૧૧ મી; પુતલી બાલા

## દુહા

વાકવાદની પરણમૂં, પ્રણમૂં ગણપતિરાય;
કરુણા દ્રષ્ટ અવલોકતાં, બુદ્ધિ પ્રફુલિત થાય. ૧
વર્ણવું વિક્રમસેનને, ઈચ્છું મોટું કાજ;
બટુ ભૈરવ મહા વીર તું, રાખે માહારી લાજ. ૨
આદિ શક્તિ તૂ ઈશ્વરી, સલખનપુરમાં વાસ;
બહુચર બાલા સુંદરી, પૂરે માહરી આશ. ૩
જોગેશ્વરને નિત જપૂ, જોડીને બે પાણ;
અષ્ટ સિદ્ધ, નવ નિદ્ધ દે, વિચિત્ર પ્રકારે વાણ. ૪
ગુણપતિ ગુણનિધિ પ્રણમૂ, પામૂં સઘલી બુધ્ય;
પ્રસન્ન દુદાળો દેવતા, આપે રુડી શુધ્ય. ૫

ધાર નગરનો રાજિયો, ભોજરાય મહા શૂર,
ચતુર શિરોમણિ આગલો, જેહમાં ઈશ્વરનૂર. ૬
સિંહાસન શુભ સજ કર્યુ, ભોજન કરાવ્યૂં ગામ,
શુભ મુહુરત જોઈ કરી, બેસણ ઘાલી હામ. ૭
પંડિત પ્રધાન સહુ મેદની, કૌતુક ઉભા જોય;
વાજાં વાજે અતિ ઘણા, આનંદ અધિકો હોય. ૮
કુંકુમ છડા દેવરાવિયા, વેરા પુષ્પ ચો પાસ,
દૂધે ઉમર ધોવરાવિયા, રંગ્યા મહેલ આંવાસ ૯

૧ પ્રણમૂ ફ્રા પ્રણવું, કે પુજુ દ્રષ્ટ ફ્રા. દ્રષ્ટે ૨ ઇચ્છું૦-કે મ આ ચરણને બદલે ચોથુ 'રાખો૦-એ ચરણ છે બટુ૦-કે કરુણા કરો કરુણાનીધી બટુક ભૈરવ મહારાજ ૩ સનખન ફ્રા સખન પૂરે૦-કે તે રાખો મુજ દાસ ૪ જોગેશ્વર કે જગેશ્વર વિચિત્ર કે વીવીધ ૫ ફ્રા પ્રણઉ બુધ્ય કે સૌખ્ય આપે૦-ઓહો પ્રાક્રમ દો બુધ્ય ૬ શિરોમણિ ફ્રા સીરોમણ ઈશ્વરનુર કે નારાયણનો નુર, ફ્રા ઈશ્વરનુ નુર ૭ ભોજ કે ભોજ્ય શુભ૦-કે હેત હરખ સુમુહુરતે ૮ ચોપાસ ફ્રા.

ગંગોદક જલે શુધ કરયૂં, ચંદન અક્ષત લીધ;
પુષ્પ પારિજાતક તણાં, પૂજા બહુ વિધ કીધ. ૧૦

પ્રણામ પ્રદક્ષણા કરી, ધરે સિંહાસન પાય,
બોલી બાલા પુતલીઃ રહે (તૂં) વેગલો રાય. ૧૧
આદ્ય સિંહાસન ઈંદ્રનૂં, આવ્યૂં વિક્રમ હાથ;
તેહવાં જો પ્રાક્રમ કરો, (તો) સંગ કરો તે સાથ. ૧૨
બીજો બેસી નવિ સકે, વિક્રમ વિણ નર કોય;
ભોજ રાય બેસી સકો, (જો) વિક્રમ જેહવા હોય. ૧૩

## ચોપાઈ

ચિત્તમાં ચેત્યો ભોજ સુજાણ, રહ્યા ઉભા બે જોડી પાણિઃ
વિક્રમ પુણ્ય સંભલાવો મુને. વળી પાય લાગૂં હૂં તુને. ૧૪
તેહવો થાયૂં તો પાય જ ધરૂં, નહિતર એહેંની પૂજા કરૂં;

બાલા કહેઃ સાંભળ્ય નરનાથ! બેસો હેતે જોડી હાથ. ૧૫
સનમુખ હૂંકારો દીજીઈ, વિખાણ વિક્રમનાં કીજીઈ;
સભા સહુ સાંભલવા રહે, બાલા પુતલી વાતો કહેઃ ૧૬
તાહરૂં પુન્ય પ્રકટયૂં છે ઘણૂં, સુણ્જ્યો વખાણ વિક્રમ તણૂંઃ
માલવ મુખ ઉજેણી ગામ, વિક્રમજિત રાજાનૂં નામ. ૧૭
આહેં સુરનાયકનો અંશ, મૃત્યુલોક માનવનો વંશ,
મહા દુઃખિયાનાં ભાંગે દુખ, પ્રજા સહુ પમાડી સુખ. ૧૮
શક વારતા ચલાવી ધણી, આણ્ય વરતાવી પોતા તણી;
જેહને આણ ફરે ભરતખંડ, દેઈ ન શકે રહીયતને ડંડ. ૧૯

ચોફેર. ૧૦ ફા. ગંગોદકે. શુદ્ધ ફા. સજ. ફા. પુંફ. ૧૧ તું કે રે. ૧૨ સંગ કે સપરતા. વિક્રમ૦-ફા. વીક્રમ વીણ બીજો કોય. ભોજરાય૦-કે. પગ ધર તું પ્રીતે કરી, જો પ્રાક્રમ એહવાં હોયે. ૧૪ વલી કે પુનલી. હૂં કે. છું. ૧૫ હાથ ફા...જો હાથ. ૧૬ વખાણ-ફા. હવે વખાણ-. રહે કે. રહી. બાલા૦-બુધ વીચાર બાલાયે કહી. ૧૭ મુખ ફા. મુખ્ય ૧૮ નાયકનો ફા. નાયકો. મૃત્યુ લોક ફા મૃત્યુ લોકે

પુસે વન તિહાં બારે માસ, પુન્યવંત પરજાને પાસ;
સત્યવાદી છે સહુનો દેહ, મનવંછિત તિહાં વરસે મેહ. ૨૦
સુંધાં અન ને સઘળે સુખ, મહાદુખિયાનાં ભાગે દુખ;
પીડા કો કેહેને નવિ કરે, આણ્ય સત ધરમની ફરે. ૨૧
માત હરસિધને મનભાવિયો, પંચડંડ જિતી લાવિયો;
જેહવો અભિનવો હોઈ ઇંદ્ર, જેહવો શરદ પુનમનો ચંદ્ર. ૨૨
પ્રધાન રાજ્ય પોતાનું કરે, પોતે પરદુખ ખોતો ફરે.

એક સમે પડિ છે રાત્ય, રાયે વિચાર્યું હૃદયા સાથ. ૨૩
ભીલ વેશ પોતાનો કરી, ચાલ્યો કરમાં આયુધ ધરી;
અંગે ગાતડી વાળી ઘણી, ચાલ્યો આપ ઊજેણીધણી. ૨૪
નગર મધ્યેથી આવ્યોબાહાર, તિહાંબેઠા દીઠા જણ ચાર.
અદૃષ્ટ વિદ્યા તે આપે કરી, રહ્યો સાંભલવા હેતે ધરી. ૨૫
વાતો ચાર ઉલટમાં કરે, વિક્રમ પાસે મનમાં ધરે.
કહો આપણ નીકલિયા આજ, સ્યૂં સ્યૂં આપણ કરસ્યૂં કાજ. ૨૬
આપણે તો જોઈએ છે ગરથ, તે તો કિમ સરસેજી અર્થ ?
એક ઉપાય આપણ કીજીઈ, તસ્કરવિદ્યાઈ ધન લીજીઈ. ૨૭
જેહમાં જેટલી વિદ્યા હોય, તે છાની રાખો માં કોય;
પ્રકાશ કરો આ પંચ માંહ, જેહથી કામ આપરણું થાય. ૨૮

---

૧૯ આણ્ય૦—કે. ચક્રવે આણ ફરી તે તણી. જેહને કે. ભારે ભરતખંડ કે. ભૂતખંડ, ફા. ભ્રતખંડ. રહીયતને કે. કોહોને કો. ૨૦ પુન્યવંત કે. વરતે પુન. ૨૧ મહા૦—કે. દુનીયાં નવ્ય વ્યાપે દૂખ. સત કે. સઘલે. ૨૨ જેહવો૦—કે. અવા તારક જેવા હોયે ઇંદ્ર. જેહવો શરદ૦—કે. સુકલ પછીનો શોભે જમ ચંદ્ર. ૨૩ પોતાનું કે. પોતાનો. રાયે૦—કે. સૂતાં છે માનવ જાતે જાતે. ૨૩ પછી કે. માં આ પંક્તિ વધુ છે.—નીશી ગરચ્યા જોવા નીકસો, પાલો પંથ આપે એકલો. ૨૪ આપ ઊજેણી કે. ધીર ધરણીપત. ૨૬ વિક્રમ કે. મહીપત. સ્યૂં૦—કે. સૂ આપરણે કરસું કાજ. ૨૭ તે તો૦—કે. આ સમે તો તેહેનો અરથ. ૨૭ પછી કે. નો વધારોઃ—

એક કહે કમ રહેશે લાજ, વીકટ રાયે વીક્રમનું રાજ,
બીજો કેહે ચુની દેઇસૂ, નગર માંહેથી ધન લેઇસૂં.

એક કહે માહરો એહ હવાલ, ભાળું ધરતીમાં જે માલ;
રહું વેગથો દેખાડી ઠામ, મુઝથી થાસ્યે એહ જ કામ.
બીજો કહે વિદ્યા મુઝ સહેલ, ફાડું મોટા માણુસ(ના) મહેલ;
ખાતર પાડી ઘરમાં જાયૂં, એ વિદ્યા ઉસંકલ થાયૂં. ૩૦
ત્રીજો કહે વિદ્યા મુઝ તણી, ધારણ વિદ્યા મૂંકું ઘણી;
જેહને નિદ્રા મૂકૂં અંગ, તે બોલે નહિ માહરે સંગ. ૩૧
ઘર સુધી લેઈ જાયો જાર, તાર સુધી કો ન વઢે તાર.
ચોથો કહે વિદ્યા હૂં કહૂં, વનચર પંખીબોલી લહું. ૩૨
બોલતાં પહોંચો લોંગ પાર, સંભલાવૂં સઘળો વિચાર.

વિચાર કરી નગરમાં ગયા, વિક્રમ તેહની કેડે થયા. ૩૩
અદૃષ્ટ વિદ્યા આપે હોય, તે તો અન્ય ન જાણે કોય.
આજ તો માહરે એ કામ, પેઠાં પાચે ઊજેણી ગામ. ૩૪
પોલે પેસતાં મંદિર ઘણાં, તે તો દિસે બ્રાહ્મણ તણાં,
બ્રાહ્મણ દ્રવ્યનો કીજે સગ, (તો) રગતપીત ગલે તે અંગ. ૩૫
એમ કહી આઘા નીસર્યા, દીઠા વાણિક ધનના ભર્યા;
કોરીર કરીને જોડે ગરથ, એ સારૂં તો ન સરે અરથ. ૩૬
દરિયામા મૂકે છે વહાણુ, કરે પારકો પોતે પ્રાણુ,
બદામ બદામનૂં લેખૂ ગણે, રક જાત્ય જુદૂં નવિ ભણે. ૩૭

૨૮ જેહથી૦–કે કામ જેટલુ જેથી થાય ૨૯ એહ જ કે એટલું ૩૦ મોટા માણુસના કે વડા મોહોલાના ૩૧ માહરે કે આપરણે ૩૨ તાર૦–કે તમ સાથે નવ બોલે તાર ૩૨–૧ પછી કે નો વધારો–ચોકી ને રાજા અનમી જેહ, જખ મારીને રેહેશે તેહ ૩૩ વિચાર કે નરપત ૩૪ બેઠા કે પેઠા તે તો અન્ય ન કે રાજાને નય ૩૪ પછી કે મા આ લીટી છે–મોંટે મોહોવટ બાંધા ઘાણા, નવ ઓળખાણા રૂપ તે તણા ૩૫ ફો. બ્રામણ તણા, બ્રામણ દ્રવ્ય ૩૩ પછી કે મા આ પન્તિ વધુ છે–આજ શકાર આવ્યો છે હાથ, સહેજે ચાલો સુરે સાથ ૩૫ બ્રાહ્મણ દ્રવ્યનો કે વીપ્રધનનો ૩૫ પછી કે નો વધારો–બ્રાહ્મણનું ધન પોને ખાય, જડા મૂળ વરોથી જાય ૩૭ રક જાત્ય કે બોયે સત

એહનૂં ધન તે કુણુજ લે, છાની ગુંજે ગાળો દે.
એમ કરતાં આવ્યા છે જ્યાંહ, કોહને ન ગણે લેખા માંહ. ૩૮
વિક્રમ કેરો દીઠો વાસ, આવ્યા તસ્કર તેહેને પાસ;
ભાઈયો! એ તો મોટૂં નામ, સરે આપણું એહેથી કામ. ૩૯
કોયમાં હસ્યે કાંઈ ધન, વિદ્યાવંત વિચારે મન;
ઠેઠ આવો એહનો માલ, લેઈઈ ધન આણીને વ્હાલ. ૪૦
એહમાં દોષ નથી કાંઈ આજ, એ તો લેતાં સરશે કાજ;
લુંટીઈ એક જે કુંડૂ કરે, નિત્યે જે ભંડારે ભરે. ૪૧
તસ્કરને દે છે જે માર, તે ધન લીધાનો વેહવાર;
અનરગલ ધન હોઈ જિહાં, કહો તે ખાતર દેશું કિહાં? ૪૨
મારવો તો હસ્તી એક સાર, લૂંટવો (તો) રાજાનો ભંડાર;
વઢવૂ તો બલીયાની સાથ, પુન્ય કરવૂ (તો) પોતાને હાથ. ૪૩
મરવૂં તો ગગાની તીર, નાહાવાં તો નરમદાનાં નીર;
લેવૂં તો રાજાનૂં ધન, જેહનૂં મોટૂ હોઈ મન. ૪૪

૩૮ એહનૂ૦-કે મુકે નીસાસો જો ધન જાયે, તેણી વાતે માળીત થાયે એમ૦-
વિચાર કરે તો વાટે જાયે ૩૮ પછી કે નો વધારો —

મીતે આવ્યા પોલે પાસ, વારૂ ગુણકાનો દીઠો વાસ,
નાચે, ગાયે, જોડે ગરથ, એ સારૂ સરે નહી અરથ
એમ કરીને ચાલ્યા વાટ, વસતા દીઠા બારે ભાટ,
માબાપ કરી ભાટાઈ ભણે, કો પોવ વીખાણે, શોભા સૂણે
એહનો દ્રવ્ય લૂટે જે નેહ, તેહની કુષ્ટી થાયે દેહ,
દીઠા રાક જણ કેરા દ્વાર, એ દ્રવ્યથી નવ્ય પામુ પાર

૩૯ વિક્રમ કેરો૦ કે-વાત કરતા ચાલ્યા સેહેલ, દીઠા મહીપત કેરા મેહેલ ભાઇયો એ તો કે એ નરપતનું એહથી કે નીશ્ચે ૪૦ આવો કે આપ ધન લેઇઇ ધન કે લીજે ચાર ૪૧ એ તો૦-કે એહનુ ધન લીધે શી લાજ. લુટીઇ૦-કે. લુટી દેહુને એકેકુ કરે. ૪૧ પછી કે મા આ પન્તિ વધુ છે-તસકર એહનુ જો ધન હરે, એહેના છેયા નહી ભુખે મરે ૪૩ પોતાને કે જમણે. ૪૪-૧ પછી કે નો વધારો -

કરવુ જો તો પુન્ય કામનુ, લેવુ નામ તો શ્રી રામનું
ઉપાસવા તો આપે ઇશ, નામવુ તો સજનને શીશ

રાંકનૂં ધન લેવૂં તે વેઠ, ઉતાવળો થઈ ભાંજે ઠેઠ;
ઇમ જ ચારે કર્યા વિચાર, ખાતર દેવા થયા તઈયાર. ૪૫

## દુહા

પ્રથમનો તાકુ બોલિયો, કાઢી પાસા સેજ,
એ ખુણે ખાતર કરો, આણી અધિકૂં હેજ. ૪૬
રાજા વિક્રમ જિહાં સુઈ, પલંગપાઇયાને હેઠ;
કલશ ચાર છે નાંગર્યા, તિહાં પોહોચાડૂં ઠેઠ. ૪૭
પલંગ તળે છે ભૂંયરું, ઉપર વાળી છાટ,
મોહો રાખ્યૂં પાઇયા તળે, ઉપર છપર ખાટ. ૪૮
પાઇયા હેઠ પર્ગ કરી, રાય કરે દરશન,
વિક્રમ રાય નિત્યે જુઈ, થાય ઘણૂં પ્રસન. ૪૯
અલેખે માલ અગણિત છે, કોય ન જાણે મરમ,
તે આવે જો હાથમાં, (તો) ફરે આપરણૂં કરમ. ૫૦
પેહલે સાલ જ ઠેલિયો; બીજે પાડયૂં ખાત્ર;
ત્રીજે ધારણુ મૂકિયૂં; ઉધ્યા પ્રાણી માત્ર. ૫૧

## ચોપાઈ

પેઠા ચાર તસ્કર તે માંહે, રાજા વિક્રમ જુઈ છે ત્યાંહે;
જોઉં એહથી સ્યૂં પ્રાક્રમ થસ્યે? મુઝ આગળ કિમ લેઈ જસ્યે? ૫૨
જોયૂં કેટલૂં કરે છે જોર, કીહે વાસ વસે છે ચોર.
સુની સીજ્યા રાતે ખરી, તે ઉપાડી(ને) મેહલી પરી. ૫૩

---

૪૫ ઈમ૦–કે માં આ પંક્તિ નથી. ૪૬ કરો કે૦. સો તુમે. ૪૮ છપર કે. નેહેલે. ૫૦ પછી કે.માં આ કડી વધુ છેઃ–

હાથ ગાડડી રાયની, ડબાતીનું જોર,
પરધાનપુત્ર જાણે નહી, તે ચીત ધરીયું ચોર.

૫૨ મુઝ૦–કે. માહરો માલ તે લો કાંહાં જસે. ૫૩–૧ પછી કે નો વધારો

કીહે વાસે વસે, કાંહાં રહે, તસકર જાત એ કોહોની છેહ
કૈક લોકને મગાવે ભીખ, આંજ દેઉં હું એહને સીખ.

ચાર પાટીયાં લીધાં પરાં, તે હેઠલ દીઠાં ભૂંયરાં;
કલશ નાગલ્યા દીઠા ચાર, માલ અનર્ગલ ને બહુ ભાર. ૫૪
છંનુ ક્રોડ ટંકાના ગણી, ભર્યાં અમૂલક માંહે મણિ;
રાજ દરબારની સમરથ જેહ, ચાર કલશે ભરી છે તેહ. ૫૫
એકેક કલશ તે છન્નું ક્રોડ, કલશ હેમના જોડા જોડ;
અંધારે અજુવાલૂં થાય, (તે) જાણે એકલો પોતે રાય. ૫૬
એક રાયનૂં જાણે મન, ધરતીમાં જે સુંપૂં ધન;
ચોરે કલશ લીધા શિર ચાર, આવ્યા મેહેલ માંહેથી બાહર. ૫૭
હેત પ્રીત ને ઉલટભેર, જવા માંડ્યૂં પોતાને ઘેર.
રાજા કહે જોઊં એહનાં ઠામ, માહરો કિહાં જાઇ છે દામ. ૫૮
એટલે બોલ્યાં વન સીયાલ: તસ્કરે પચાવ્યો માલ.
કહે ભાઈ! એ કહે છે સ્યૂં? વનચર બોલી જાણે તૂં. ૫૯
(હા) ભાઇ! વનચરની એ રીત્ય, આપણ ઉપર જાણે પ્રીત;
કહે છે: લ્યો છો સમરિદ્ધ ધણી, દેખે છે પોતાનો ધણી. ૬૦
માટે આણુંજ્યો મનમાં ડર, કેહેને નવી દેખાડસ્યો ઘર;
એહવૂં જાણી જાણુ ન કરો, માલ ત્રીજે ઠેકાણે ધરો. ૬૧
તાહેરે તેણે કર્યો વિચાર, નગર મધ્યેથી આવ્યા બાહાર;
પરવતમાં ગુફા સમરથ, તિહાં જઇને ભંડારો ગરથ. ૬૨
ટાઢૂં પડે તો પેદા થસ્યૂં, કલશ લેઇને મંદિર જસ્યૂં;
તાહર સુધી નહી જઇઇં ઘેર, ડાહ્યા થઈ વિચારી પેર. ૬૩

---

* ૫૪ ને કે. છે. ૫૫ ક્રોડ કે. લાખ ટકાનું. ૫૬ કે.માં આ કડી આમ છે:– અંધારે અજુવાલુ થાયે, મણી માહે નાહાંના મહીમાય. ચારે કલશે સરખું છે ધન, જાણે એકલો તે રાજન ૫૭ કે.માં–સાખાતકાર માહા લખમી છે જેહે, વસે કલશ ચારે માંહે તેહે. ચોરે કામ કરુ માહા ઘોર, લેઇ કલશ ચાલ્યા તે ચોર. ૫૮. જાતા ફેરા જવ. જોડે ફેરા. જે જોઈ. માહરો૦ કે. ચોર વસે છે તે કુણ ગામ. ૫૮ પછી કે.માં આ પંક્તિ વધુ છે:–એ તસકર માહા જોર જ કરે, સત આણુ માહારી સી ફેરે. ૬૦ હા બાઈ કે. હું છુ. જાણે કે. અદકી. ૬૧ કેહને૦–કે. રખે દેખાડો કેપે ઘર. ૬૧–૧ પછી કે. માં વધારો:–જોરાવર કેરો છે માલ, કરશે ભુડા એહ

કદાચિત કો જન જોતો હસ્યે, તો તે આપણી પુઠે ચસ્યે;
કાચા પારાનો જિમ વાલ, એહવો રાય વિક્રમનો માલ. ૬૪
કાચી ખાઈ કિમ હરતાલ, એહવો વિક્રમ કેરો માલ.
પાસે દેખે વિક્રમ ઢુંકડો, જેહવો એહેચરનો કુકડો. ૬૫
ચાર આથી તે જુજુઆ થયા, જેહને જિહાં ગમ્યૂં તિહાં ગયા.
વિક્રમે વિચાર્યૂં મનમાં તહિ, સુનો માલ તો મૂંકૂ નહિ. ૬૬
રહ્યો એકલો પોતે રાય, વિચાર કરે પોતે મન માંહ;
ચુક્યો હું જે ઝાલ્યા નહિ, હવે એ મુને મળશે કહિ. ૬૭
મુહડે ચોવટી બાધી એહ, નવી ઉલખાઈ તેહની દેહ;
ભલૂં ગયા તો જાવા દેયૂં, માલ માહરો સંભાલી લેયૂં. ૬૮
એટલી વાત તો પેહેલી હવી, થયૂં અજુઆલૂં ઉગ્યો રવિ;
રાજા આવી સૂતા ઘેર; શી થઈ પ્રભાતે પેર. ૬૯

રખવાલ સહુઈ જાગિયા, ખાતર જોવાને લાગિયા;
પડી બૂમ થયો છે શોર, રાત્યે આવ્યા દીસે (છે) ચોર. ૭૦
ફાડી મેહેલ ને લીધો માલ, તેહનો સ્યો કરવો હવાલ ?
આવ્યો પ્રધાન વાહન ખેડિયા, પુર તણા પગી તેડિયા. ૭૧

---

હવાલ જાણુ ન કે જાગ્યો તે ૬૨ તિહાં૦-કે ઉંડો ખોદી ધાગો ગરથ ૬૩ માહિર કે. એકેકા ૬૩-૧ પછી કે નો વધારો -

ચારે વાટે ચાર જુજુઆ થાઓ, પાચ દીવસે પુઠે પેદા થાયો
જખ મારી રહેસે જાદરે, આપણુ પેદા થઈસ્યૂ તારેરે.

૬૪ જિમ વાલ કે એ માલ વિક્રમનો કે મહીપતનો ૬૫ વિક્રમ કે નરપતિ. ૬૫ પછી કે નો વધારો -

જીવતી માખ ગળે સહુ પ્રાણી, લખમી ન પચે રાજ તણી;
આપણને લેવૂં એ ધન, ઉતરવો સૂરો રાજન

૬૬-૧ પછી કે માં આ પંક્તિ વધુ છે -વાટી મુકી નાસી ગયા, અંતીમન આવ્યો મેડીને રહ્યા ૬૬ પછી કે નો વધારો -કદાચ એની કેડે ભમું, ચિત્ત માલ ને દુખીઓ થાવું ૬૭ હવે૦-કે મારા સુનો હવે શું નહીં ૬૮ મુહડે૦-કે નવી ઓળખાને નવ પાગીયા નર ગયાં હટ પાગીયા ૭૦ રખવાલ કે રક્ષપાલ

પગલૂં કાઢુ સરે જિમ અરથ, નહી તર ઘેરથી આપો ગરથ.
અરાપરા અથડાયા ઘણું, પગલૂં ન જડ્યૂં તસ્કર તણૂં. ૭૨
ઉઠી રાય સભામાં ગયા, સમાચાર વજીરે કહ્યાઃ
આજ રાતે તે ખાતર થયૂં, જોવરાવો જે સ્યૂં સ્યૂં ગયૂં. ૭૩
તસકર જડે તો દંડ જ દેણ, માલ ચોકી પાસેથી લેણ;
જાયો જઈ જુઉ દરબાર, વજીર કલશ ગયા છે ચ્યાર. ૭૪
પરધાન (જો) વેચે ઘર તાહરૂં, તોહે ધન નાવે માહરૂં;
વેચે હસ્તી ઘોડા સરવ, તોહે પૂરા નવિ થાઈ દ્રવ્ય. ૭૫
માટે તસ્કર પેદા કરો, પ્રધાનવદ્દૂ નેતર પરહરો.

થયો નગરમાં હાહાકાર, ન જડ્યો તસ્કર કેરો ઠાર. ૭૬
કુટી મુયા સહુ બાધૂં ગામ, ન જડ્યૂં તસ્કર પગલૂં ઠામ,
રાજા ડંડ જાણો તે કહો, સઘળી સમરિધ્ય ખુંચી લ્યો. ૭૭
કરમ આપણામાં જો હસ્યે, તો આગળ સહુ પેદા થસ્યે;
હવડાં અમથી ન થયૂં કામ, જાણો જીવથી મારો ઠામ. ૭૮
ઇમ કરતાં દિન પાંચેક થયા, તસ્કર કાંહે પેદા નવિ થયા.
રાજા કહેઃ સરવ એ ફોક, પૂછી જુયો ને સર્વ લોક. ૭૯
કોથી કામ એ તો નવિ થયૂં, ડાહાપણ સહુનૂં વેહેતૂં ગયૂં.
દિવસ પાચમે હુઇ રાત, સુતાં માનવ જાતોજાત. ૮૦
જોડિ વેહેલ પોતે પરવરે, ગુહ્યા સાંનિધ જઈ નીસરે;
નહી સાથે બીજો કો સહાય, તે વનમાં એકલા છે રાય. ૮૧

---

૭૩ ઉઠી રાય કે. રાનજી. જોવરાવો જે ફ્રા. સંભાલો મેહેલમાંથી. ૭૪ ચોકી પાસેથી કે. ચોકીવાલા પે. જાયો૦—કે. રાજા કે મેં જોયો દરબાર. વજીર કે. ઘરમાંથી. ૭૫ પરધાન૦—કે. ઘરબાર વેચે તાહેરું. પુરા નવિ થાયે કે. એટલો ન મલે. ૭૬ નેતર કે. નહી તો. ૭૭ તસ્કર પગલું ઠામ કે પગર તસ્કરનું નામ. ૭૮ તો૦— કે. દાયેક દાઢો ધન પેદા થશે. ૭૯ કાંહે કે. કોહોથી. ૮૦ હુંઇ રાત ફ્રા. હુઇ જવ રાત. પાંચમે ફ્રા. પાંચની. ૮૧ પરવરે કે. પરવરો. નીસરે કે. સંચરો. વનમા

કાહાઢા કલશ પૃથવીથી ચ્યાર, ઘાલ્યો ગાડીઈ પોતે આલ;
લેઇ આવ્યો ઊજેણી માંહ; વાટે બીજૂં કૌતુક થાય.

આવંતાં દીઠાં જણ ચ્યાર, બે નર ને તેહમાં બે નાર;
નયણાં તેહનાં ટીપેં ચુંઇ, દુખે તે માઝમ રાતિં રૂઇ. ૮૩
બે જોબન, બે વરધ વેશ, ઘર મૂકી જાવા પરદેશ;
નગર થકી આવ્યા બારણે, મહાદુઃખ સંકટને કારણે. ૮૪
દ્રવ્ય લેઈ રાજાજી વળે, તેટલે પેલાં સામાં મળે;
નિકટ સમીપે આવ્યાં જાહ, રાજાઈ તેહની ઝાલી બાંહ. ૮૫
મધ્ય રાત્ય નિશા છે ઘોર, કિમ ચાર આવા છો ચોર ?
લંપટ જાર કે છો ધૂત, કોહોનાં મોકલ્યાં આવ્યાં દૂત ! ૮૬
સ્યું ધારો છો મનમાં કાજ, વિકટ છે વિક્રમનૂં રાજ્ય ?
સાચાનો ગુનો સાંખસ્યે, જુઠાને મારી નાંખસ્યે. ૮૭
શીઘ્ર સાચૂં કહોને ઈહાં, માઝમ રાત્યે જાસ્યો કિહાં ?
સાચૂં બોલો મૂંકૂં આ દિસ, નહિતર ચ્યારેનાં છેદૂં શીશ. ૮૮
સાચૂં બોલ્યે વારૂં વાણ્ય, જુઠાને તો અધિકી હાણ;
સત્ય વાત ન કહો જો આપ, (તો) તમને બ્રહ્મહત્યાદિક પાપ. ૮૯

દૂહા

રાજા પ્રતે બોલિયાં, મન મૂકીને વાણ્યઃ
તાહરે પાએ લાગીઈ, જો સેતો હોઈ પ્રાણ. ૯૦
ધન દાડો, ધન આ ઘડી, જો તું મારે આજ;
ઘર મેહલી અમને જતાં, આવે અધિકી લાજ. ૯૧

---

કે. રેતાં. ૮૨ વાટિ૦-ફ્રા બીજાં વાટે એ કૌતુક થાય ૮૪ જાતા કે. આવ્યા બારણે ફ્રા તે બારણે. ૮૬ કિમ૦-ફ્રા. કીમ ચ્યાર આવ્યાં આવો છો ચો(ચો)ર. ધૂત કે ધૂત. દૂત કે. ભૂપ. ૮૭-૮૮ નાંખસ્યો કે. બેવ. ૮૯ જુઠાને૦-કે જુઠું બોલતાથી થાશે પ્રાણ. ન કહો જો કે. કહીમ કહો. તમને ફ્રા તો તમને ૯૦ મુકીને ફ્રા. કોને

દરિદ્ર થકી મરવૂં ભલૂં, જાણે તેહને સુખ;
મનુષ્ય જે નિરધન થયો, જીવ્યાનૂં મહા દુઃખ. ૯૨

## ચોપાઈ

રાજા કહે એવડૂં કાં દુઃખ, ઈશ્વર તાહરી ભાગે ભૂખ;
મન મેહલી વાતો કીજીઇં, અમને પાર તેહનો દીજીઈં. ૯૩
મુઝથી થાય તો સેવા કરૂં, નહિતર તુમ સાથે સંચરૂં.
દુઃખીયાં કહેઃ માહરૂં મન ધીર, તૂંઈં દુઃખીયો દીસે ચોર. ૯૪
અરધી રાત્યે આવે સાંકલો, સેવક પણ આવે એકલો;
દુઃખ સાંભલ્યાનો સ્યો છે લાહો, (જે) કામે આવ્યા તિહાં જાવો. ૯૫
વિકટ રાયની ચોકી ફરે, તસ્કર હાથ ચઢે તે મરે;
વિક્રમ છો તે દુઃખ ભાગસ્યો, આપ ગજા સારૂં ગાજસ્યો. ૯૬
ઘરમાં પોઢ્યા હશે તે સુખી, મુઝ સરિખા દિસો છો દુખી;
મધ્ય રાતે મહા વનમાં હોય, દુખ વિના નવિ આવે કોય. ૯૭
તુઝમાં પાધ્યા દીસે ત્રણ, કહું વાત સાંભળજ્યો કર્ણ.
દુખ સાંભળ્યે સ્યૂં નાહાલ જ થસ્યો, સુખ મરડીને નાસી જસ્યો. ૯૮
જે કામે આવ્યા તિહાં જાયો, જેહવૂં કર્મ લખ્યૂં તે ખાયો;
અમને તૂં જાવા દે પંથ, શી અમારી તમને ચિંત ? ૯૯
નહી કહૂં અમો તુઝને વાત, જો જાણે તો કરને ઘાત;
પ્રભુ પાસે મોત માગીઇં, તુઝને તો પાએ લાગીઇં. ૧૦૦
ખીક નથી અમારે મન, તાહરે તો આવ્યા ૭ વન. ૧૦૧

---

૯૧ અધિકી કે. છે ખોહો. ૯૨ નિરધન થયો ફા. નીરધનને. જીવ્યા૦-કે. તેહને મોટૂં દુખ. ૯૩ રાજા કે. અધીપત. કાં કે. સૂં. ૯૫ સાંકલો કે. એકલો. એકલો કે. પેખલો. સાંભલ્યાનો ફા. સાંભલવાનો. ૯૬ તસ્કર૦-કે તસકર લંક હરામી મરે. છો તે ફા. કહે જે. ૯૯ કર્મ ફા. કમ. અમને૦-કે. માં આ પંક્તિ નથી. ૧૦૦ અમો તુઝને કે. તુજ આગલ. જો જાણે તો કે. ચારે જણની. તુઝને તો કે. મારે તો. ૧૦૧ અમારે કે. મરવાની. આવ્યા કે. આવ્યાં જ.

### દુહા

રાજા હેઠો ઊતરયો, તેહને લાગ્યો પાય;
હું સેવક વિક્રમ તમ તણો, મન ગમે તે ભાગ્ય. ૧૦૨
કારજ એક મોટૂં હતૂં, માટે આવ્યો આંહ;
કરમ તમારે હું મલ્યો, કહો જાયો છો ક્યાંહ ? ૧૦૩
જાત્ય ભાસ ને ગામ કહો, સરજત સંકટ દુખ;
સત્ય વચન માહરૂં સદા, ઇશ્વિર ભણિ ભૂપ. ૧૦૪

### ચોપાઈ

હરખ ધરીને બોલ્યાં તેહઃ માહરે દૂધે વુઠા મેહ;
સાંભલો મહારાજા ! મન, જુઠૂં તો નહિ બોલૂં અન્ય. ૧૦૫
પૂછો છો તો સુણજ્યો કરણ, જાત્યેં તો છું બ્રાહ્મણવરણ;
વારૂ વસું તમારે દેશ, નાંહાના બંધવ જોબન વેશ. ૧૦૬
પરમાતા નેં ત્રીજી નાર, ચોથો આપ હું એ જણ ચ્યાર;
લઘુ બંધવ કુયારો હોય, તેહને વરમાં ન ગણે કોય. ૧૦૭
ચેગે વરસ થયાં છે ત્રીસ, તેણે જઈ ઉપાસ્યા ઇશ;
તેહને આશ દિધી શિવ મલ્યો, રૂડે ઠામે તે વીવા મલ્યો. ૧૦૮
હિમ્મત રાખીને હા કહી, મલ્યા સહોદર કીધી સહી;
લગન આડા મસવાડા ચ્યાર, તિહાં સુધી છે ઘરનો ભાર. ૧૦૯
લીધું લગન તિહાં વર વિશેષ, ધરમાં નહિ નિશાણી એક;
ભારે કામ વીહવાની ગરજ, કેહને નાખ્યૂં ઉધારે કરજ. ૧૧૦
નાખ્યું સહોદર સગૂં કામ, અમ્યો અથડાયા બાપિ ગામ;
ન જડ્યૂં ઉછીનું ઉધાર, ખોયો અમે અમારો ભાર. ૧૧૧

---

૧૦૨ હેઠો કે. રથથી. હું૦—કે. હું નરપત આ દેશનો ૧૦૩ આવ્યો ફા. આવ્યાં. કારજ૦—કે. નીરધી ચરચાએ નીક્ળ્યો, આવ્યો છું આ ઠામ. કહો૦—કે. વીક્રમ માહારૂં નામ. ૧૦૪ સરજત ફા. સરજન. ૧૦૬–૧ પછી કે.માં આ પંક્તિ વધુ છેઃ—અનાથીક રાખૌ અહંકાર, કરમહીણ છું અપરમપાર. નાહાનો બંધવ ફા. નાહાના વધવ. ૧૦૭ પરમાતા કે. વરધ માતા. ૧૦૮ મલ્યો કે. ફા. ફલ્યો. ૧૧૦ કેહને૦—કે. ન જડું કોહોનું કાઢાઈ

જાસ્યે ન જશો કોય જજમાન, થયાં હલુયાં જિમ પીપળપાન;
છાની વાત કરે છે લોક, વીવા થવા માંડ્યો છે ફોક. ૧૧૨
નાત જાતમાં નામ જ ગયું, લોક કહે પણ નવિ થયું;
લગન આડા રહ્યા દિન ચ્યાર, આપ ઘરમાં કર્યો વિગાર. ૧૧૩
તમો ત્રણ જણાં રહેજ્યો ઘેર, કરસ્યૂં અમો પરદેશની પેર;
મેહણાં લોક તણાં ન ખમાય, એ દુઃખે રહ્યૂં નવિ જાય. ૧૧૪
કામિની કહેઃ સાંભળજ્યો કંથ ! હૂં તો સાથે આવેશ પંથ;
ઘેર એકલી રહી(ને) સ્યૂં કરૂં, સાથે નવિ તેડો તો મરૂં. ૧૧૫
નાહાનો બંધવ કહેઃ સુણ ભાત ! કહૂં તુજ આગલ જોડી હાથ;
ભાઈબંધમાં હલુયો થયો, કરમહીણ કુંવારો રહ્યો. ૧૧૬
બીજો કોય પરણે કન્યાય, તે દ્રષ્ટે કિમ જોયૂં જાય ?
માહરૂં દુઃખ એ સાગર તણૂં, થોડા માંહે કહૂં છૂં ઘણૂં. ૧૧૭
માટે હૂં તો આવૂં સાથ, અમારે બીજી શી આથ ?
વળી વરધા બોલી માતઃ હું કરીશ જઇ દેહની ઘાત. ૧૧૮
વરધપણે કિમ એકલાં રહૂં ? પાણી પાયો તે કેહેને કહૂં ?
વાહલૂં તુમ વિના કુણ આજ ? એકલે રહેતાં પામૂં લાજ. ૧૧૯
મુઝને સાથે તેડો તમો, નહિતર હત્યા આપૂં અમો.
વિચાર એકઠાં કરી નીસર્યાં, સગાં સહોદર સહુ વીસર્યાં. ૧૨૦
દેહમાંથી જિમ જાઇ પ્રાણ, તેહથી અધિકી અમને હાણ;
માટે અમો નીકલ્યા છૂં રાત્ય, જાણે નહી કો માનવ જાત. ૧૨૧
દાણો પાણી હશે તિહાં જસ્યૂં, સુખીયા કે પછે દુઃખીયા થસ્યૂં;
કુટંબ પુંઠે ભૂંડૂં બોલસ્યે, તે તો દુઃખે ડુંગર ડોલસ્યે. ૧૨૨

---

જરજ. ૧૧૧ના બીજા ચરણથી ૧૧૨ના પહેલા ચરણ સુધીનાં ચાર ચરણ કે. માં નથી. ૧૧૨ માંડ્યો છે ફો. માંડ્યો. ૧૧૩ આપ૦-કે. સહુ મલી ધારો વેહેવાર. ૧૧૪ કરસ્યૂં૦-કે. હું કરું પરદેશી પેર. એ૦-કે. નાત જાતમાં તત્ર રેહેવાયે. ૧૧૫ આવેશ કે. આવું કામિની. સાથે૦-કે. નવ તેડે તો નીશ્ચે મરું. ૧૧૬-૧ પછી કે.માં આ પંક્તિ વધુ છેઃ-માહારૂ તો છે યૌવન વ્યેશ, હું પુંઠે આવું પરદેશ. ૧૧૭ માટે હું તો કે. સતવસા તમ. વરધા કે. ઘરડી. હું૦-કે. હું તો કરું દેહ કેરી ઘાત. ૧૧૯

સુકડ, કેસર, અક્ષત, કુંકુમ ઘણાં, પૂજન પંડિત પોથી તણાં;
કોટી પુષ્પ પ્રેમલના હાર, શોભા કરીઈ ઉત્તમ સાર. ૪૭
પોતાની શુધ કાયા કરી, સાંભળીઈ સભાવે ભરી;
કથા બત્રીસ સાંભળીઈ કાન, પછે પોચે તે કીજે દાન. ૪૮
દાન લક્ષ ગણૂં તે થાય, બ્રહ્મહત્યાદિક પાતિક જાય. ૪૯

## દુહા

ગૌતમજીઇ જે કહ્યું, તે તો કરે ગોવાલ,
બત્રીસ કથા પૂરણ થઈ, ગઈ હત્યાદિક ગાલ. ૫૦
કરણા ગૌતમજી તણી, નરબદાનો પરતાપ,
મહિમા સૂણ્યો વિક્રમ તણો, થઈ ગયો નિઃપાપ. ૫૧
કરે સ્નાન નરબદા તણૂં, નિત્ય પૂજે જઈ ઈશ;
એહ ચરિત્ર તિહાં સાંભળ્યૂં, પૂરા દિન ચ્યાલીસ. ૫૨

## ચોપાઈ

પછે ઋષિની આજ્ઞા લીધ, પોતે પંથ કર્યો છે સિધ;
આવ્યો તે પોતાને ઘેર, સ્ત્રી આગળ કહિ માંડી પેર. ૫૩
તેહનૂં દરિદ્ર થયૂં છે તાજ્ય, પામ્યો છે નગરનૂં રાજ્ય;
પ્રભાસપાટણ તેહનૂં ગામ, ગોપાલસંઘ (તે) રાજાનૂં નામ. ૫૪
રાજ્ય અધિકાર કરે સુખ ઘણો, પછે પડ્યો દેહ તેહ જ તણો;
શિવના જન આવ્યા તે પાસ, લેઈ પોહોચાડ્યો ગિરિ કૈલાસ. ૫૫
ઉતરી હસા ભાગી ભૂખ, ભોગવ્યૂં પછે સ્વર્ગનૂં સુખ;
પછે અવતર્યો માનવ રૂપ, ધારાનગર તણો તે ભૂપ. ૫૬
તેહેને પેટ બેહુ સંતાન, એક મુંજ, બીજો (શાર્દૂલ) રાજન;
ભોજ સરિખો પુત્ર જ આપ, વિક્રમચરિત્ર સાંભલે પ્રતાપ. ૫૭
તેહેના પુત્ર પ્રગટ્યા છો તમો, સાંભળો છો તો કહૂં છૂં અમો; ૫૮

---

૫૪ તે રાજાનું હિ. છે રાજ ૫૫ તેહજ તણો હિ. તે તણો. ૫૬ ધારા નગર તણો તે ભૂપ હિ. રાજા એ ધારાનો ભુપ. ૫૭ બીજો શાર્દૂલ રાજન હિ. બીજો રાજન.

### દુહા

ભોજ કહેઃ સિંહિકા સખી, પૂછું વાત એકાંત;
કલિ જુગમાં ગૌતમ કહ્યા, એટલી મુઝને ભ્રાંત. ૫૯
ગૌતમ ઋષિ આરોગ્ય છે, રહે છે પૃથવીપીઠ;
ચવન તણી કીપા થકી, તે રાજાઈ દીઠ. ૬૦
પ્રાત સમે ગિરિનાર પર, ધરે ગૌતમ નિત ધ્યાન,
સંધ્યાઈ સુરભેદમાં, પાવાઘડમાં ધ્યાન. ૬૧

### ચોપાઈ

નિત્ય કરે છે ત્રણે કાલ, સાંભળ રાજા આણી વહાલ.

મન તણો સદેહ ભાગિયો, ભોજ રાજા પાએ લાગિયો. ૬૨
વિક્રમનાં પ્રાક્રમ હોઈ જેહ, અમ આગલ કહો માંડિ તેહ.
કોણ્યુ દુખ્યીયાનાં ભાગ્યાં દુઃખ ? કિમ પ્રજા પમાડી સુખ ? ૬૩
કેહવાં દાનપુન્ય તે આચર્યાં ? પરદુખભંજન કેહેંનાં કર્યાં ?
શક વાર્તા ચાલી છે ઘણી, કથા કહો મુઝને તેહ તણી. ૬૪
જે કથાથી પાવન થાઊં, ઘરમાં બેઠો ગંગા નાહું;

સાભળ રાજા ભોજ ! સુજાણ, વિક્રમનાં હું કરૂં વખાણ. ૬૫
એક સમે પોતે તે રાય, બેઠો છે સહિત સભાય;
એટલે કાવડીયા આવ્યા જાત્ર, પૂજવા જોગ્ય પવિત્ર જ પાત્ર. ૬૬

---

ભોજ સરિખો ફા હિ તેહને ભોજ-. વિક્રમ- હિ. ફા તે વિક્રમ-. ૬૦ ચવન તણી, ફા ચમન તણી કીપા થકી ફા કીપા કરી ૬૧ ધરે૦-ફા ધરે ગૌતમ ધ્યાન. સુરભેદમાં હિ થલ ભેદમાં. ૬૩ અહીંથી કે નો કથા સંદર્ભ પાછો ચાલે છે વિક્રમનાં૦-કે. જાણી પ્રાક્રમ કીધાં જેહ અમ આગળ કે. તરતીને. કહો માંડી હિ. સભલાવો. કોણ૦-કે. દાતા થઈ કમ ભાગ્યાં દુખ, સાંભલ તે કીધાં કમ સુખ. ૬૪ કે. નાં આ કડી નથી ૬૫ જે કથાથી૦-કે. માં આ પંક્તિ નથી. સાંભલ૦-કે કહે સીંહકા સુણ ભોજ સુજાણ, વાત્રી સખેપે એહ વીખાણ. ૬૬ તે હિ. છ. ૬૬-૧ ને બદલે કે. માં નીચેની કડીઓ વધુ છે.-

ગગાનીર ભર્યા છે માહિ, વૈજનાથ ચઢાવા તાંહિ,
માલોજી ઝાડખડી વસે, કાવડીયા તે શરણે ધસે.　૬૭
તીરથવાસી તેહના નામે, ફરતા આવ્યા ઊજેણી ગામ,
નગર લોક લાગે છે પાગ્ય, ઊતરવા આપે છે જાગ્ય.　૬૮
કાવડીયા કહે છે કરજોડ　વિક્રમ સૈન્ય જોવાનુ કોડ,
હા ભાઈ! મોટો પુણ્યવત, સભા મધ્યે બેઠો છે સત　૬૯
જુયો સભામા શોભા હોય, આડી છડી કરે નહી કોય,
જાત્રાળુ આવ્યા છે જ્યાંહિ, મહીપત્ય વિરાજે ત્યાહ.　૭૦
પ્રણમી ભૂપતે દીધા માન, મેવા, ફલ, ફૂલ ફોફલ પાન,
કિઈ દેશ વસો છો કિહાં? શ્યેં કારજ આવ્યા છો ઇહાં?　૭૧

---

ભરી સભા ઘણી, સોભા ઘણી, કાહો આપ વોરધર ઘણી
માહારાજ, રાજરાજેશ્વર રૂપ, ભરી સભા તે બેઠો ભુપ
રાગાણી કરે છે રાગ, નહી પગમેલણુ કેરો માગ.
પઢીતો વાચે વેદપુરાણ, શમઝે રાયે તે સકલ સુજાણ
નાચે અપછરા અપરમપાર, વાજે છત્રીસ વાજા સાર
વચન બોલ જુઠો નવ થાયે ન્યાય સીહાસનના તોલાયે
સખેપ માહે શોભા શી ધણી, ઓપમા અધીક ઇંદ્રાસન તણી
બેઠો છ મભાતે પૂર, સહુ મહુ માહે શોભે જમ સુર
૬૬ પછી કે મા નીચેની કડીઓ વધુ છે –
રૂડી કાવડો ખેઢે કરી, ભારે નીર ગંગોદક ભરી
મગા જલ ભર્યાં માહે, અડસઠ તીરથ કરવાને જાવે
જોતીનગ બનવતા બાર, જલ સમરપે તેણે ઠાર
મથનીની પરદખણા કરે, સુભ સ્થાનક તે જોતા ફરે
૬૭ ગગાનીર૦–કે નીર ભર્યા નીરમલ તે માહે તાહિ કે હિ જાયે ઝાડ ખગી વસે ફ્રા ઝાડ ખડી જીહા વસે કાવડીયા૦–કે ધરમ વતા પુરુષ તાહા ધસે ૬૮–૧ પછી કે માં આ પક્તિ વધુ છે –માહાકાલેશ્વર મોટા દેવ, નીર સમરપૂ કીધી સેવ ઊતરવા૦–કે હિ સુદર રેહેવા આપે જાગ્ય ૬૯–૧ પછી કે મા આ પક્તિ નુ છે નરપત જોવાનો છે નેહ, અગણોતરમુ તીરથ એહ મોટો ફ્રા મોટો છે, કે પોટો. ૭૦ આડી૦ ફ્રા આડી દૃષ્ટે ન જોઇ કાય મહિપત્ય કે બુધીસાગર. વિરાજે ફ્રા આપ બેઠા છે ૭૧ ભૂપતે કે મહીપતે મેવા ફ્લ કે પ્રીતે ને ફ્રા કે આપ્યા

સુખીયા કે દુઃખીયા છો મન, દાનપાત્ર કે જાચિક જન; ૭૨

દુહા

કહે કાવડિયા રાય સુણિ, નહિ જાચિક, નહિ દુઃખ;
તીર્થરૂપી જલ અમો પિઇ, સદા અમારે સુખ. ૭૩
દેશ નિરખૂં નિત્ય નવનવા, નૌત્તમ તીરથ હોય,
રાજા સુખ તમો લહો, (પણ) એ સુખ નં લહે કોય. ૭૪
દેશ દેશમાં વરણ સહુ, દેશ દેશની નાર,
દેશ દેશની બોલીયો, શોભા અપરંપાર. ૭૫
કો કિહાંનો, કો કિહાં તણો, મારગી કેરો સાથ,
હરદ્વાર કાશી થકી, જાસ્યૂં શ્રી વૈજનાથ. ૭૬
તમાસગીરી તુઝ દેશની, જોસ્યૂં અમો દિન રાત્ય;
સ્નાન કરિ ક્ષિપ્રા તણાં, પંથ જાસ્યૂં પરભાત. ૭૭

ચોપાઈ

વિક્રમસેનનું હર્ષ્યૂં મન, અમૃત આહાર જમાડ્યાં અન;
નવિ આપી કાવડ કરી સર્વ, ખરચી બધાવે ગાંઠે દ્રવ્ય. ૭

તિરથવાસી બોલાવ્યા તેહ, વિચાર કરયો પોતાને દેહ:
હું પણ પૃથવી બાધી ફરૂં, અડસઠ તીરથ જાત્રા કરૂં, ૭૮
મુલક મુલકની ચરચા જોયૂં, માહરા મનનો સંદેહ ખોયૂં.
પોતાને મન ઘડિયો ઘાટ, પ્રધાનને તે સુંપ્યો પાટ. ૮૦
માહરુ રાજ્ય ચલાવે ધર્મે, નવિ ચાલસ્યો (કોય) કુડુ કર્મે.
જાત્રાજુનો વેશ જ કરી, આપ ખંધે તો કાવડ ધરી. ૮૧

---

હિ૦–કે. કોહો દેશ રહો કયુ ઠામ, કીકર સરખુ દીએ ક(ા)મ. ૭૨ સુખીયા હિ. સુખીયું દુખીયા કે હિ. દુખીયુ. સુખીયા હે૦–કે. સુખસાતા છે. ૭૩ નહિ૦–કે નહી અમો જાચીકજન. તીર્થ રૂપી કે. તીરથ વાણી. સદા૦–કે. તપ કઇ નરમલ છે મુજ મન. ૭૪ રાજસુખ કે. હિ રાજસુખ લહે કે. ફુવે ૭૫ દેશદેશમાં૦–કે. તીરથ દરશ દીઠા વણું. ૭૬ હરદ્વાર૦–કે અડસઠ તીરથ ફેર રહે. વાણીરૂ વૈજનાથ જોસ્યું૦–કે દેદેશ દીઠી રાત. ૭૮ ઓટ કે. હિ વાટ. ૭૯ જાત્રા કે કાડિ. ૮૦ મુલક મુલકની કે. ચોહો દેશની. ૮૦ તે હિ છ. ૮૧ નવિ૦–કે. કોરે કરે નહી

ચાલ્યો વાત વિચારી મન, તે તો કો નવિ જાણે અન્ય.
વાટે તીર્થ આવે તિહાં નાહાય, અમેક તીર્થ ઇમ કરતાં જાય. ૮૨
નાહ્યો ગંગા, રેવા વડી, વૈજનાથને કાવડ ચઢી.
ઘણા દિવસ રાજા રડવડ્યો, કર્ણાટકમાં આવી ચઢ્યો. ૮૩
મધ્ય બાજાર વિચેં ચોપાટ, રંક નેસ્તી વાણિકનું હાટ;
થોડિ પુંજી, થોડો વ્યાપાર, દુર્બલ જનનો ચાલે કાર. ૮૪
રાજા બેઠા (ત) હાટે જઈ, જ્યાહેંરે કાવડ ભારે થૈ;
મેહેલી કાવડ રાખી ધીર, મુખ પખાલી, પીધૂં નીર. ૮૫
ઘણા <u>ઘુરાગ</u> તે હાટે ગયા, જ્યાહેંરે પગલાં રાજા(નાં) થયાં;
એક આવે ને બીજો જાય, લાભ સવાયો તેહેંને થાય. ૮૬
પોહોર એક ઇમ કરતાં ગયો, સોદો સઘળો વેચાઈ ગયો;
માસ સુધી વેચાતો જેહ, એક પોહોર વેચાણો તેહ. ૮૭

### દુહા

એટલે તિહાં નિશા પડી, વાણિક લાગ્યો પાગ્ય:
મુજ મંદિર પાવન કરો, આપૂં રહેવા જાગ્ય. ૮૮
રાજા કહેઃ તું સાંભળે, માહરૂં રહેવા મન;
નવરાત્રિ છે માહરે, રહેવૂં છે દશ દિન. ૮૯
તાહરે હર્ખ્યો વાણિયો, મનમાં ઉપનો રંગ,
મનવાંછિત માહરે થયું, આળસુને ઘેર ગંગ. ૯૦

### ચોપાઈ

પાછળ ઘર ને આગળ હાટ, તેહેંના મારગ વિચમાં વાટ.
એકાંત્ય ઊતાર્યા હેત જ કરી, ભલી પરેં <u>મનોહરિ</u> ધરી. ૯૧

---

૮૬ કરમ. આપ કે. કાડે. ૮૨ વાત કે. આપ કરતા કે. હિ. કરતો ૮૪ બાજાર કે હિ. ચૌટા. ચોપાટ કે. છે વાટ. વાણિકનું હિ. ગરીબનું. ૮૫ જ્યાહરે ફા. નીરે. ૮૬ એક૦-કે. માં આ પંક્તિ નથી. ૮૭ સઘળો કે. સરવ, હિ. સર્વ. વેચાઈ ગયો કે. હિ. વેચાઈ રહ્યો. માસ૦-ફા. માસ એક સુધી વેચાતો તેહ. પોહોર ફા. નિમેષમાં. ૮૭ પછી કે. માં આ પંક્તિ વધુ છે:-વાણીક જાણ્યો કારણ રૂપ, દેવ રૂપ કે ભારે ભુપ. ૯૦ થયૂં કે. મયૂં. આળસુને ઘેર કે. આળસુ ઘેર. ૯૧ ભલી૦-કે.

પુત્રવધુ, પોતાની નાર, કહ્યો માંહિને એક વિચારઃ
દેવાંશી દીસે પુતલૂં, ભાગ્ય આપણે આવી મલ્યૂં.
કર્મવંત પુરુષ કો હોય, રખે એહને દુભતાં કોય;
તે દન રાજાને અપવાસ, કરી રહ્યો વાણિકને વાસ. ૯૩
વીતિ રાતિ દિવસ આવિયો, વાણિક સોદો અન્ય લાવિયો;
આણતા પહેલાં લેતા લોક, ધડે દોકડા રોકારોક. ૯૪
અમલ થયો ત્રિજા દિન તણો, સોદો તેં લાવ્યો દસ ગણો.
થાકે બાપડો લાવણહાર, વેચતાંમાં ન લાગે વાર. ૯૫
ચોથે શત ગણો આણિયો, વેચીને હરખ્યોં વાણીયો.
વેપાર થયો સ્યો કહિઈ કાહ? ઈમ કરતાં વીતા દિન આઠ. ૯૬
દ્રવ્ય કમાયો પુંજી થઈ, તેહના મનની ચિંતા ગઈ.
કંથ, કામિની, સુત, ને વહુ, મલી વિચાર કરે છે સહુઃ ૯૭
કન્યા વરસ ત્રયોદશ તણી, તેહની તો ચિંતા છે ઘણી;
આપ્યો લાભ ઈશ્વરે આજ, તો વીવાનાં કીજે કાજ. ૯૮
વર જોઈ જોયા દશવીશ, તિમ તિમ કન્યાને ચઢે રીસ;
એક વાત તેહને નવિ ગમે, માબાપને તે અધિકૂં દમે. ૯૯
બોલી બોલાઈ તે કન્યા તણી, મુખ મરડીને રીસ જ ઘણીઃ
(એહને) વર વાણીયો કિમ કહેવાય? એ તો વરશે વિક્રમ રાય! ૧૦૦
રાણી થઈને ચાવે પાન, તે સાંભલ્યૂં કન્યાઈ કાનઃ
ભાભી! તૂં જે બોલી વાણ, તે તો સાચૂં નિશ્ચે જાણ. ૧૦૧

---

મનસા સીધ મનોહર કરી ૯૨ એક હિ. કે. સરવ. ૯૩ રખે૦—ફા. મટે રખે કો એહને દુભે કોય દન ફા. હિ. દાડે. કરી રહ્યો કે રહ્યો રાય. ૯૪ લેતા કે. હિ વોહોરે. ૯૫ વેચતાંમાં ન કે. હિ. વેચતાં નવ ૯૬ વેચીને કે. વેચંતાં. સ્યો કે હિ શું વીતા દિન કે હિ થયા દિવસ. ૯૭ મલી ફા. વલી ૯૮ કન્યા ફા કુયારિ કન્યા કીજે કે. કરીયે. ૯૯ પછી કે માં આ પંક્તિ વધુ છે— નીચો, ઉંચો, કાલો, કહે, એ તો નટી કહીને ઉઠી રહે. ૧૦૦ બોલાઈ કે. બાલી. ૧૦૧ રાણી૦—આ પાદ પછી કે. માં નીચેનાં બે પાદ વધુ છે.—દાસીઓ કરશે સૂડાં

હું તો વર વિક્રમને વરૂં, નહિતર તો કુંયારી મરૂં;
વિક્રમ વિણુ પુરષ જે જાત, માહૅરે માડીજાયા ભ્રાત. ૧૦૨
ગૌહત્યા, બ્રહ્મહત્યા ધરૂં, વિક્રમ રાય વિના વર વરૂં;
એહૅવી પ્રતિજ્ઞા કન્યાઈ કરી, બાહિર બેઠો રાજા મન ધરી. ૧૦૩
મહા <u>કુવરધા</u> ખાધા સમ, વિક્રમ વરને વરશે કિમ?
દિવસ એક બે વધતો રહૂં, એ કન્યાનો પાર જ લેઊં. ૧૦૪
સહુ સહુકોને લાગ્યૂં કામ, રાજા સુતો પોતાને ઠામ.
અર્ધ રાત્ર ગઈ જાહરે, તે કન્યા ઉઠી તાહરે. ૧૦૫
દ્વાર ઉઘાડી બાહિર ગઈ, મહીપતિને મન ચિંતા થઈ:
ઉઠયો ચરચા જોવા કાજ, સુખસેજ્યા કરી તે તાજ્ય. ૧૦૬
નિશચરચા નરપત્ય જુઈ, કન્યા ગઈ પાણીને કુયે;
<u>મુશલસ્નાન</u> તે નારિ(ઈ) કરયૂં, ઝંપાવા માંહે મન ધરયૂં. ૧૦૭

દુહા

વિક્રમ રાય પ્રકટ થયો, ઝાલ્યો તેહનો હાથ:
સ્યા માટે એહમાં પડે? તે મુઝને કહો વાત. ૧૦૮
આપહત્યા તું કાં કરે? તજે છે સઘલું સુખ,
બાલપણે કુપે પડે, સ્યૂં પ્રકટૂં છે દુખ? ૧૦૯
સત્ય વાત જો કહો નહિ, (તો) બ્રહ્મહત્યાદિક પાપ,
જો નિરંજનને ગમે, (તો) શિવ શમાવે તાપ ૧૧૦

---

ગાન, માવવપતનુ લીધુ નામ. ૧૦૨ માહરે૦-કે. નાહાના ભ્રાત ને મોહોટા તાત ૧૦૩ વર હિ નવ્ય કે જો કન્યાઇ ક્રા મા અર શબ્દ પડ્યો લાગે છે. ધરી ફ્રા. ધરે. ૧૦૪ કવરધા કે કપરા પાર જ કે ગુણ મન ૧૦૫ સુતો કે હિ પોઢોડો ૧૦૬ સુખસેજ્યા૦-કે તે આસન કરૂ છે તાજ્ય ૧૦૭ નિશા૦-કે નરપત ચરચા જોવતી જુપે- મુસલ કે મલ ૧૦૮ વિક્રમ રાય કે પ્રપવીપત. કહો ક્રા કોહોને નિ૦-કે કેટે વનીતા તેહે ૧૦૯ કે. મા આ કડી આમ છે –

હત્યા આપે કાહોને, સાહ્વાને તજે છે સુખ,
કુયારી કૂપે પડે, દેહેસ્યૂ પ્રગટ દુખ

૧૧૦ બ્રહ્મહત્યાદિક કે પ્રકે કાવનુ જો હિ આલ જો૦-કે ગમસે જો ગોવદને

## ચોપાઇ

મધ્યરાતે ઊઠી છું હું, કિહાંથી કરમે આવ્યો તૂં?
સંખેપે કહું તે સાંભળોઃ લાગે વાર નગરમાં વળો. ૧'
મલ્યાં એક દિન સહોદર સાથ, માહેરા વિવાની કરતાં વાત;
સર્વે ન્યાતનાં જોયાં ઘર, ગણી દેખાડ્યા વારૂ વર. ૧'
ન ગમ્યો એકે નામે કીધ, મુજને ભોજાઇએ મેહેણૂં દીધઃ
એહવા કિમ ગમસ્યે વરરાય? વિક્રમસેન એહનો વર થાય. ૧૧
મેહેણૂં દીધૂં રાજા તણૂં, મુજને દુઃખ તિહાં લાગૂં ઘણૂં;
હૂં રંક જાનિ જે દરણાં દલૂં, (તે) વિક્રમ રાયને કિહાંથી મલૂં? ૧૧
તે માટે કુપ પડીને મરૂં, અંતકાલે તો બોલીશ ખરૂં;
બાલપણે તજૂં છું આપ, તે (તો) વિક્રમ રાજાને પાપ. ૧૧
તેહનૂં સાંભળ્યું છે મેં નામ, કુણ જાણે રહે છે કુણ ગામ? ૧૧'

### દુહા

*રાજા કહેઃ શામા! સૂણો, અસત્ય બોલો છો આપ;*
તાહેરે દુઃખે તું મરે, શાનૂં રાજને પાપ? ૧૧૯
મરણ તજો, હરિને ભજો, પાછાં આવો ઘેર,
વિક્રમસેન તુજને વરે, કરૂં હું તેહેની પેર. ૧૧૮
માનનીઇ માન્યું નહિ, કરે જવ ઝંપાપાત,
હાં હાં કહી વિક્રમજીઇ, તેહનો ઝાલ્યો હાથ. ૧૧૯
હત્યા! શાપ દેશ તુજને, કિમ કર ઝાલ્યો તરત?
તેં માહરૂં ભગાવિયૂં, કુંયારીનૂં વ્રત. ૧૨૦

---

તો સેહેજે શમસે તાપ. ૧૧૨ એક દિન હિ. હતા સરવ. સર્વે કે. ઘણાક. જોયાં કે. ગણીયાં. ગણી૦—ક્ર. હિ. ગણાવી દેખાડ્યા બહુ વર. ૧૧૩ એહવા૦—કે. એહને વર વાણીયો કેમ કેહેવાયે, એ તો વરસે વીક્રમ રાયે. ૧૧૪ રાજા તણું કે. મહીપત તણું. તિહાં કે. અતિ. વિક્રમ રાયને કે. મહીપતને ૧૧૫ તો બોલીશ કે. હિ. બોલું છું. છૂં કે. દેહ. તે૦ કે. તે તો વીક્રમસેન પાપીને પાપ. હિ. તે તો વિક્રમસેન રાજાને પાપ, હિ. તે તો વિક્રમસેન રાજાને પાપ. ૧૧૬ તેહનૂં કે હિ. કાને. ગામ કે. હિ. ઠામ. ૧૧૭ રાજા કે મહીપત. શામા કે. માનુની. ૧૨૧ કે. માં આ કહી

મેં પરનરનો કર ગ્રહ્યો, થયૂ કન્યાવ્રત ભગ,
હવે જો બીજો વરૂ, (તો) કોઢિ થાઇ અંગ ૧૨૧
હવે પ્રાણ વેગે તજૂ, તે હત્યા તુઝ શીશ,
ખાપણ લાગૂં સહજમા, એમ લખ્યૂ જગદીશ. ૧૨૨

## ચોપાઈ

રાજા કહે' રામા! સાભળ તૂ, વિક્રમસેન કહે છે તે હૂ.
ઊજેણીનૂ મૂક્યૂ રાજ્ય, અડસઠ તીરથ કરવા કાજ. ૧૨૩
જાતો તો હૂ ચાલ્યો વાટ, થાકો બેઠો તાહરે હાટ,
દશ દિવસ રહ્યો તુઝ ઘેર, નીરખી તાહરી સઘળી પેર. ૧૨૪
તમો ઘરમાં કર્યો વિચાર, તે મેં લહ્યો સર્વે પ્રકાર,
માહરી જાત્રા પૂરણ કરૂ, ઊજેણી જૈ તુજને વરૂ. ૧૨૫
સૂણીને હર્ષ પામી કામિની, પાછલી પોહોર રહી જામની,
દૂધ દુહણી રહ્યા માહરે, હૂ તો પાય લાગૂ તાહરે. ૧૨૬
વ્રત કુંયારાં સાબુત રહ્યૂ, વિક્રમ વર પામી, કારજ થયૂ,
અબળાની અરજ સૂણજ્યો કરણ, ગાંધ્રવ વિવાહ કરીને પરણ ૧૨૭

આમ છે -મેં પરનર કર ગ્રાહ્યો નથી, તે તેં ગ્રાહ્યો આપ,
મજ સરખી હતા લખનું ભોગવજે તુ પાપ

૧૨૨ કે મા આ કડી નથી ૧૨૩ રાજા કહે કે તરુણી કહે છે કે રાજા ૧૨૪ સઘળી કે પુરણ ૧૨૫ તે૦-કે ઠરી સાભનો તેણે ઠાર પ્રકાર હિ છે પાર ૧૨૫-૧ પછી કે મા આ પક્તિ વધુ છે -અરધી રાત નીસરીયા તમો, ચરચા લેવા આવ્યા અમો જઈ ફરા હિ જાઇને ૧૨૬ રહી ફ઼ા રહી છે રહ્યા ફ઼ા રહ્યા છે ૧૨૭-૧ પછી કે મા આ વધારો છે -

થયો હરખ બહુ દેહમા હામ, પ્રગટ્યો કુંઅરી દેહમા કામ
લવણુ ગલે પાણી માહે જેમ, તરુણી ગળી ગઈ તમ
ઓસ ગળે જેમ તડકા થકી, ગળી વનીતા તે પણ તકી
રોમ રોમ ખીલીને રહી,
પ્રત ગલે અગનીથી જેમ મન છગળ તે વેલા તેહનું તમ
કામવશ થઈ તે કામની તે વેળા નૃપ જુવતી જામની.

આલિંગન તૂ મુઝને આલ્ય, માહરા દેહની વેદના ટાળિ.
રાજાજીને ચડી છે રીસ, તેહને ગાળ દિધિ દશવીસ. ૧૨૮
એક તો લપટ કહે સહુ લોક, બીજૂ જે તીરથ થાઈ ફોક.
નારી કહે નવિ જોડે દેહ, તો કુષ્ટિ થાજ્યે તુમ દેહ ૧૨૯
સ્ત્રીહત્યાદિક પાતિક થજ્યો, કુભીપાકની ખાણે જજ્યો. ૧૩૦

દુહા

રાજા કહે એહનૂ કહ્યૂ, ભોગવાવૂ એ પાસ,
હવડા જે કહે તે કરૂ, પછે કરૂ નિરાશ ૧૩૧
સ્રીની બુદ્ધિ છે પાનીઈ, કરે ઉતાવલ આજ,
કામવશ પોતે થઈ, તો નીગમસ્યે નાત્ય ૧૩૨

ચોપાઈ

ઋતુદાન આપ્યૂ તે દિન, તે સ્ત્રીનૂ મનાવ્યૂ મન,
આગળ પાછળ બે આવ્યા ઘેર, સ્ત્રીનૂ કોય ન જાણે પેર ૧૩૩
પ્રાતુરકાન થયો જેટલે, સર્વે સુતા ઉઠયા તેટલે,
પથીઈ ઉઠી કાવડ ગ્રહી, પથ જાવાની વેલા થઇ ૧૩૪

---

૧૨૮ આલિગન૦–હિ કામાતુર છુ આલીંગન આપ ૧૨૮–૧ પછી કે મા આ કડી વધુ છે–

માગીક વાર કહુ સૂ થી, પૂહેવેદનાને રેહેવાતુ નથી
કેહેતા તો આવે છે લાજ, દુખભજણુ કરો એ કાજ

૧૨૮–૨ રાજાજીને૦–કે ચડી રાયને અતી રીસ ૧૨'–૧ પછી કે મા આ દોઢ કડી વધુ છે–

હવડા કારજે એ નહી મરૂ, ઘેર ગયા પુઠે તો વરૂ
ઘેર ગયે મલે તુ કહી, હાથીયા કાન ઝાલે કહી
વાયદાની બોલો છો વાણુ, પનક એકમા જાવ પ્રાણુ

૧૩૦ પછી કે મા વધારો છે–હવે જીવતીયેર ન જાણું કેાીક બ્રહ્મહત્યાદી ખાણુ ૧૩૧ કરૂ કે શુરૂ ૧૩૨ નાત્ય કે હિ લાજ ૧૩૩ તે સ્રીનુ કે માતુનીઈ જાગે કે પીછે.

છાની ચીઠી લખી સાથમાં, આપી તે સ્રીના હાથમાં;
રાખિ ગુહ્ય અગોચર ઠામ, આગલ એહનૂં પડસ્યે કામ. ૧૩૫
સહસ્ર મોહોર સુવર્ણ જ તણી, ખર્ચી તેહને આપી ઘણી,
તે કોઈ અન્ય ન જાણે વાત, સુતાં ઉઠયાં જનુની તાત. ૧૩૬
શત મોહૅાર તેહૅને પણ દીધ, શીખ માગીને કર્યો છે સિદ્ધ.

અડસઠ તિરથ પૂરાં થયાં, રાજા વિક્રમ ઊજેણી ગયા. ૧૩૭
વાગ્યાં <u>જ્યાંગિર</u> ઢોલ મૃદંગ, પુરમાં વર્ત્તો ઉછ્ત્ર રંગ.
વિક્રમ સિંહાસન બેઠો જઈ, પ્રજા સહુ રળીયાત જ થઈ. ૧૩૮
દિન પૂછે તો દિન વહી જાય, આનંદ સહુને અધિકો થાય.
દિન દિન પ્રત્યે દે છે દાન, જાચિક જન પામે છે માન. ૧૩૯
દુખીયાનૂં ભાગે છે દુખ, પ્રજા સહુ પામે છે સુખ,
એહ વાત તો ઇહાંથી રહી, પેલી સ્રીની શી ગતિ થઇ? ૧૪૦

દુહા

ઉદર થકી ગરભ વાધિયો, જિમ જિમ જાઈ દિશ,
ખાંપણ લાગૂં તેહને, ચઢી આલ તે શીશ. ૧૪૧
નાત્ય જાત્ય તે ગામમાં, મહીયર ને સુસાલ,
વર્ણું અઢારે મોં વાપરયૂ, ચઢ્યૂં કુંવારી આળ. ૧૪૨

---

૧૩૬ તેહને કે બીજી. જનુની કે માતને ૧૩૭–૧ પછી કે મા આ પક્તિ વધુ છે–એઠા તીરથ પુરા કરા, અનેક જનમના પાતીક ગયા ૧૩૭–૨ રાજા વિક્રમ કે અધીપતી ૧૩૮ રગ કે. જગ વિક્રમ૦–કે બેઠા સીહાસન રાજા ઠરી, સહુ પરજાને સખાણી કરી ૧૩૮ પછી કે. મા આ પક્તિ વધુ છે. વડા માણસની વાત જ વડી, તે તો વાત વીસારે પડી ૧૩૯ સહુને અધિકો કે ઘણો અધીપતીને દિન દિન૦– કે. મા આ પક્તિ નથી ૧૪૦ પ્રજા૦–કે સુધાં ગ્રાન ને સઘરે સૂખ તો ઇહાથી કે હાજેગ્રી. ૧૪૧ ચઢિ કે હિ ચઢ્ ૧૪૨ મોં વાપરયૂં હિ સાભવૂં ૧૪૨ પછી કે મા આ પક્તિ વધુ છે–

સજન સહીરા સરવમા, વનીતા ગયો વઢેવાર,
માત તાને મન જાણીયુ, જુવતીયે કીધૂ જાર.

## ચોપાઈ

માતપિતાઇ તે પરહરી, કટફટ સહુ લોકોઈ કરી,
કુલ લજાવ્યૂં છે અમ તણૂં, જાણ્યું તાહરૂં મોહકમપણૂં. ૧૪૩.
ભોજાઈ કહેઃ પ્રાક્રમ એ કર્યાં, નણદી વિક્રમ રાયને વર્યાં,
એહવાં અનેક તે મેહણાં દીધ, તે સર્વે ઓઈ માથે લીધ. ૧૪૪
મોટો નાત્યને હાકમનો ડર, માબાપે તજાવ્યૂં ઘર,
સોનૂં અર્થ આવે શે વાંન, જે પેહેરથી ત્રુટે કાન. ૧૪૫
કોહી બાંહ કાપ્યે સુખ થાય, પરહરિયે તો વ્યાધિ જાય.
ઉદર ગર્ભ રહ્યો (તે) કારણે, તે કાઢી મૂકી બારણે. ૧૪૬

## દુહા

માનનીઈ મન વિચારિયૂં, ન સર્યો એકે કામ,
હવડાં કોય માને નહિ, જો લેયૂં વિક્રમ(નૂં) નામ. ૧૪૭
હસારત અધિકૂં કરયૂં, તે તો સરવે ફોક;
કહૂં કુંયર રાજા તણો, (તો) હસે ગામના લોક. ૧૪૮
કાવડીયો એક કૂડલો, મોહન વિદ્યા હોય,
ભુરકી નાંખી રાત્યમાં, (તે) અન્ય ન જાણે કોય. ૧૪૯
વિક્રમ રાય પોતે થયો, જુઠૂં લીધૂં નામ,
તેણે હું એહને વરી, મેં કિધૂં અઘટતૂં કામ. ૧૫૦
ઓનિ બુદ્ધિ તો પાનીઇ, થે ગઈ હૂ અજાણ.
કલંક ચટનારું ચઢયૂં, શીદ તજૂં હવે પ્રાણ. ૧૫૧
સાચાનો સુરજ સાખીયો, પ્રત્યક્ષ દેવ કહેવાય,
જોયૂં ગર્ભ રયો પરસવે ? કરમ(જ) લખ્યૂં તે થાય. ૧૫૨

---

૧૪૪-૧ પછી કે મા આ પંક્તિ વધુ છે —તે દાડે વચન ભાખીયુ, ઓકાતુ પાણી રાખીયુ ૧૪૫ નાત્ય ને ફ્રા તાતને. તજાવ્યૂં ફ્રા તજ્યુ છે ૧૪૬ પરહરિયે૦-કે હિ ઉત્તમ સગે ઉત્તમ થાયે ૧૪૭ સરયો કે. હિ સરયુ વિક્રમનું કે, નરપતનું. ૧૪૮ હસે ગામના કે તે વન માને ૧૪૯ જાણે કે જાણો ૧૫૧ બુધિ. કલંક —ફ્રા હિ. ખાપણ લાગના લાગીયુ ૧૫૨ પરસવે કે અવતરે, ફ્રા. મશરે કરમ ફ્રા. પછે જે ૧૫૨ પછી કે નો વધારો —

## ચોપાઈ

તે સ્ત્રી આવી ગામ જ બહાર, શિવપ્રસાદ કેરો તે ઠાર,
ઘરમાં રાખી એક જ દાસ, જે સેવા કેરી છે આશ. ૧૫૩
મેંહેણાં દેઇને થાકા લોક, પોતે ઢાંકયો રુદેથી શોક;
આપે માંડી રહી ઘરસૂત્ર, પુરે માસે પ્રકટયો પુત્ર. ૧૫૪
રવિ આકારે તેહૅનૂં તેજ, જે દેખે તેહૅને સહુ હેજ;
આવે નિરખવા બાધૂં ગામ, રાજરતન પાડ્યૂં છે નામ. ૧૫૫
દિઠાં મોંહે સામુદ્રિક ચેહેન, બીજો જાણે અર્જૂન એમ,
દીર્ઘ બાહુ, ભૃકુટિ કપોલ, ઉદર વિશાલ, ચક્ષુ છે લોલ. ૧૫૬
રાંકને ઘેર આવ્યૂં (છે) રતન, તેહનૂં સઅલૂ કરે જતન;
જન્મઅક્ષર માંડ્યા તેહ તણા, નવગ્રહ સન્મુખ, શી છે મણા? ૧૫૭
અંતર ચંદ્ર, ગુરુ મહાદશા, કેન્દ્ર સ્થાનકે ભૃગુ જઇ વસ્યા;
ધન ભુવને ગુરુ, સાતમે શનિ, મુથા કર્મ ભુવને બલ બની. ૧૫૮
અહરનિશા આનંદે જાય, તિમ તિમ બાલક મોટો થાય.
શુકલ ચંદ્ર વાધે છે જિમ, લક્ષણ રૂપ વાધે છે તિમ. ૧૫૯
વરસ સાત થયાં જાહરે, મૂકયો નિશાલે તાહરે;
વગર શીખવી વિદ્યા ભણે, સેમૂ તે લાખીણું ગણે. ૧૬૦
<u>મીરમ</u> તેહૅને સહુયે કહ્યો, વડ નિશાળીયો તે તો થયો.
પૂંઠે જે નિશાલીયો રહે, તેહને સહુ નબાપો કહે. ૧૬૧

---

વીક્રમ વીસ વસાયે એ રાજ સરીખુ રૂપ,
મોહોર આપે મન દ્રઢ થયુ, લખ વસાએ ભુપ.
રાજબીજ પેદા થસે, જો ખોલે મુજ ભાગ;
નસખ થઇને હું રહું, જોયુ રૂડે જાગ.

૧૫૩–૧ પછી કે. હિ માં આ પક્તિ વધુ છે –પાસે પોતાને છે ગરથ, તેથી સારો સધલો અરથ ૧૫૩–૨. જે૦–કે હિ વાસ રચો એક શીવને પાસ ૧૫૪ ઢાંકયો રૂદેથી કે છડો મનથી, ફા રહી છે પ્રકટયો કે હિ પ્રસવ્યો ૧૫૬ ફા. સામુદ્રિકનાં બીજો૦–કે. હિ અરજુન જેહવો દીસે એહેન ૧૫૭ સબલુ કરે કે. હિ સહુ કરે છે સન્મુખ કે એહને. ૧૫૮ દશા ફા. દિશા અંતર ચંદ્ર કે. અંતર ગુરુ ગુરુ-મહા

માર્યો કોરડો એક જ બાલ, તેણે મોહોડે દીધી ગાલ:
સ્યૂં થયૂં તૂં અધિકૂ ભણ્યો? હરામપુત્ર કોઇક રાંડે જણ્યો.
નબાપા કિમ મારે મુને ? પંડ્યા કને લેઈ જાણી તુને ?
કાને સાંભલ્યૂં તેણે દિશ, પગની જ્વાલા લાગી શીશ. ૧૬
તે સમય થયાં (છે) વર્ષ બાર, જાણે સઘલા રાજવિચાર.
મધ્યાહને આવ્યો તે ઘેર, જનુનીને પૂછી તે પેર. ૧૬
પેટે પાલી મારૂ આપ, દેખાડ્ય તે તૂં માહરો બાપ;
હાથે ચુડો ને માથે વેશ, જોબનવંત છો બાળે વેશ. ૧૬'
શિવ આજ્ઞા બોલે તે સત્ય, જાણે અજાણે થઈ હોય ગત્ય;
કલંક તો માનવિને ચઢે, મહા દુઃખ તો નરને પડે. ૧૬૬
તે માટે સાચૂં બોલજ્યો, મન તણો પરદો ખોલજ્યો.
જેહવી તેહવી તૂં માહરી માય, તુજ દિઠે તિરથ સર્વે થાય. ૧૬૭
સાચૂં બોલો તે દિલમાં ધરૂં, નહિ તો તુઝને મારિને મરૂં;
સત્ય કહે નહિ તૂં જો આપ, (તો) તુઝને બ્રહ્મહત્યાદિક પાપ. ૧૬૮
એહવી વાત માઈ સાંભળી, બ્રાંત્ય આપ રુદેથી ટળી;
લખી મેહલ્યો'તો ઘરમાં પત્ર, આપ્યો પુત્રને હાથે તર્ત. ૧૬૯
તાહરો પિતા ન જાણૂં હૂં, આ વાચી ઉલખજે તૂં.
ઉકલ્યો કાગળ હેતે કરી, માંઝો વાંચવા દષ્ટે ભરી. ૧૭૦

---

કે ચઢ-શાતમે ૧૫૯ બાળક ફ્રા રાજા ૧૬૧ મીરમ ફ્રા મરમ સહુએ ફ્રા સહુફ્રા મીરમ૦-કે મીરમજી કહે બાધ ગામ તે તો થયો કે બાધે ઠામ ૧૬૧ પછી કે. મા –

સહુ યક્ષી બનીયો છે ઘણો, અમલ થવાવે મહેતા તણો।

૧૬૨ કોઇક કે હિ કો. ૧૬૩ પઆા કને કે મહેતા પાસ. ૧૬૩-૧ પછી કે. મા–

જેહને માથે ન મળે બાપ તે તે લાડકવાયો આપ.
મીરમ કોપે કેહેશે નહીં નામ, કહુ નબાપો બાચે ગામ.

૧૬૩-૨ કાને કે એહવુ ૧૬૪ જનુનીને કે માતાને પ્રીતે, ૧૬૫ તે કે બાળ જોબનવત૦-કે જનુની વમો જોબનવેશ ૧૬૬ તે કે હિ જો ૧૬૭ સર્વે કે નાડસઠ ૧૬૮ બ્રાંત્ય ફ્રા ગત્ય ૧૭૦-૧ પછી કે. માં આ પક્તિ વધુ છે –પટ તે શીખ

### દુહા

સ્વસ્તિ શ્રી ઊજેણુનો, ધીરવીર જે રાય,
પરદુખભંજન, સુખકરણ, વિક્રમજિત કહેવાય. ૧૭૧
સહોદર પરનારિનો, શકકારક જે આપ,
ઈંદ્ર થકી ઉતપત્ય હુયો, તેહ તમારો બાપ. ૧૭૨
નથી ખાંપણ એ નારીમાં, ઉજ્જવલ કરમી આંક,
પરણીને મેં પરહરી, મન જાણી કાંઈ વાંક. ૧૭૩
દ્રવ્ય આપ્યો છે અતિ ઘણો, પછે લીધી છે વાટ,
એહાં ખાજ્યો એ જણાં, પુત્રી આવ્યા માટ. ૧૭૪
આવે પુત્ર જો રાજવી, મુઝ વીર્યથી હોઈ,
તો મુઝને જગાડજ્યો, જિમ ન જાણે કોઈ. ૧૭૫
બત્રીસ લક્ષણ આગલો, સંગીત શાસ્ત્ર સુજાણ,
મુઝને આવી છેતરે, ઉલખૂં એ ઈંધાણ. ૧૭૬

### ચોપાઈ

એહવૂં પત્ર પોતે વાંચિયું, તે વાત તો દિલમાં સાંચિયૂં;
પામ્યો હર્ષ મનમાં જાગિયો, માતાને પાએ લાગિયોઃ ૧૭૭
તાહરો માહરો અવતાર જ ધન્ય, કોયક જન્મનૂં પ્રકટ્યૂં પુન્ય.
અશ્વ એક અનોપમ લીધ, દિજે આજ્ઞા મા! કરીઈ સિધ્ય. ૧૭૮
જઈ વેગે જગાડૂં રાય, તુઝને હું તેડાવૂં માય;
લોકાપવાદ ટાલૂં તમ સુત્ર, (તો) જાણજ્યો તુજ જાયો પુત્ર. ૧૭૯

---

આવજો, લખુ હોયે તેહેવું પાલજો ૧૭૦-૨ માગ્યો ફા. માગ્યાં. ૧૭૧ વિક્રમજિત કે. શક-કારિક. શકકારક૦-કે. અવની અધીપતી આપ. ૧૭૩ મન૦-કે. તે વનીતાનો વાંક. ૪ પુત્રી ફા. પુત્ર. ૧૭૬ ઉલખું ફા. ઉલખ્યું. ૧૭૬ પછી કે.માં આ પંક્તિ વધુ છે.–

કદાચ મુને નવ છેતરો, ઓલખી ન શકે કોયે;
મન ન માને માહારૂં તો માહારો વીરજ ન હોયે.

૧૭૭ વાત તો કે. રાયે, હિ. પોતે. ૧૭૮-૧ પછી કે. માં આ પંક્તિ વધુ છેઃ– નંદા કરસે તે હારીયા, તેં એકોતર પરીયા તારીયા. ૧૭૮-૨ દિજે કે. દો. કરીઇ. કે. હિ. કીજે. ૧૭૯ તુઝને હું કે. તાં હાં. જાઓ કે. મસવો. ૧૮૦ ચિંતા ફા.

માહરી ચિંતા ન કરજ્યો તમો, ક્રોહોના ગંજ્યા ન જાઈઈ અમો.
પ્રદક્ષિણા દેઇ પાએ લાગિયો, આશીર્વચન માનો માગિયો. ૧૮૦
ઉત્તમ શુકન મારગમાં થયા, કકારક્ષામાં સાહાસ્તે કહ્યા.
વનમાં શુકન શુભ પંખીતણા, પામે રાજ્ય તેહમા નહિ મણા. ૧૮૧
ઊજેણી પંથ ખેડ્યો છે વાજ, પુત્ર પિતાને મળવા કાજ;
એક માસ ઉપર દિન ચ્યાર, ગયો ઊજેણી રાજકુમાર. ૧૮૨
અગ્નિતેજ અંધારૂં જિસ્યૂં, દૂર થકી તે દીઠૂં તસ્યૂં;
તાંડવ નૃત્ય સભામાં થાય, તે એક જોજનથી સંભલાય. ૧૮૩
નગર માંહે અઢારે વર્ણ, હરિકથા સુણે નિત્ય કર્ણ,
પગલે પગલે શિવપ્રસાદ, સહુ તણે મન છે ઉલાદ. ૧૮૪
રમ્ય સ્થાનક વિશાલ જ વાટિ, ઘણા કુપ પાણીના ઘાટ,
ક્ષિપ્રાત્રટ તે બીજી ગંગ, સ્નાન કરે થાય પાવન અંગ. ૧૮૫
સહુ માનવી જાણે દેવ, ઇંદ્ર સરખી અધિપતિની ટેવ,
ઇશ સરિખા તે સર્વે બ્રહ્મ, અગ્નિહોત્ર પાળે ષટ્ કર્મ. ૧૮૬
જાણે પદ્મની સર્વે સખી, ઇંદ્રપુરી આકારે લખી,
ધર્મવત અઢારે લોક, નહિ કોહને વ્યાધિ ને શોક. ૧૮૭
કામદુધા જેહવી સર્વ ગાય, ધર્મમાર્ગે તો સહુ કો ધાય,
રામરાજ્ય છે વિક્રમ તણૂં, સ્યૂં વખાણ કરીઇ તેહ તણૂં. ૧૮૮
ઇંદ્રઆકાર ફરુકે ધ્વજ, ઐરાવત સરિખા ઉપે ગજ.
ઘેર ઘેર ગંગાજલા ઘોડલા, ઘડ જાણે લકા ટોડલા. ૧૮૯

ચીતા ૧૮૨ પથ કે વાટ. ઊજેણી કે અવતી ૧૮૩ તે દિઠું તસ્યું કે દીઠુ છે અસ
દિઠૂ હિ ઝલકુ તે એક જોજનથી કે યોજન એક સુધી. ૧૮૪ સહુ૦—કે રહી
અત રાજાને અતી ઉલાદ. ૧૮૫ ઘણા કુપ કે. નવાં નવાણ પાણિનો. કરે હિ થકી
સ્નાન૦—કે. નીરમળ છે અધીપતીના અગ ૧૮૬ ઈશ કે. વસીષ્ટ અગ્નિહોત્ર કે ષડદર્શની
૧૮૮ કામદુધા કો કામદુર્ગા ૧૮૮–૨ પછી કે નો વધારો –

અગનીહોત્ર સહુ બ્રામણ કરે, મતી પાવણ તો રાજા કરે
સદાવ્રત સામગરી ઘણી, ધ્વજ ઘેર ઘેર ધરમ જ તણી

૧૮૮–૨ તેહ તણુ કે સુખે ઘણું ૧૮૯ ઉપે કે. છે ૧૯૦ વિશ્વકર્મા કો વિરાપે એ

એહવી નગરી ઊજેણી વડી, સ્વર્ગ આકાર વિશ્વકર્મા ઘડી;
અી ચિત્રિણી તો ઘેરે ઘેર, પ્રતિવ્રતા વ્રત પાળે પેર. ૧૯૦
સહુ તણે મન પરમેશ્વર બ્રહ્મ, કો કોહોનો નવિ ચૂકે ધર્મ;
વૈશ્ય વ્યાપાર શુભ માંડે હાટ, લાભ ન લીઈ બ્રાહ્મણ ભાટ. ૧૯૧
ક્ષત્રી ક્ષત્રવટ રણમાં ચઢે, સાધૂને પીડે તેહેસ્યૂં વઢે.
રાજાનો સત્ય બાંધ્યો પંડ, ધરે તેહેને તેહેવો દે દંડ. ૧૯૨
વિપ્ર અજાચિક સહુનૂં મન, પૂરે રાજા એહાં અંન;
પવિત્ર કાયા નિર્મલ દેહ, મન માગ્યા વરસે છે મેહ. ૧૯૩
ખેડુત જનને આધકો લાગ, રાજાને દે દશમો ભાગ,
જિહાં આણ ધર્મની ફ્રરે, તિહાં વિઘ્ન કોઈ નવિ કરે. ૧૯૪
ધર્મપુરી એહવૂં છે નામ, રાજ કુંવર આવ્યો તે ગામ:
અજાણે હૂં સભામાં જાયૂં, તોતરણકથી હલુયો થાયૂં. ૧૯૫

**દુહા**

ટોડે ગઢને પેસતાં, સુંદર વાડિ વન,
તે જોવાને આવિયો, તે દાઢે તે રાજન. ૧૯૬
દિલ પરાઠિ ઉમટ્યૂં, જાણે સાગર પૂર;
તેહ મધ્યે શોભી રહ્યા, જિમ આભામંડલ સૂર. ૧૯૭
દુંદુભિ ગાજે ગડગડે, જિમ ગાજંતો મેહ;
તારા મધ્યે ચંદ્રમા, તિમ રાજાનો દેહ. ૧૯૮

---

ચિત્રિણી કે. ચતુરા ચીતની. વ્રત ફ્રા. બહુ. ૧૯૧ ધર્મ કે. કરમ. વૈશ્ય૦–કે. કરે વૈશ વ્યાપારે હાટ, વૈતાલ સરીખા ભારે ભાટ. ૧૯૧ પછી કે. માં આ પંક્તિ વધુ છેઃ– પરઠે જેહ પુરાંણ, સકલ કલા ગુણ જુગતે જાણ. ૧૯૨ તેહસ્યું વઢે કે. તેહને નડે. તેહને હિ. અપરાધ. ૧૯૩ પવિત્ર૦–નારાયણસૂ સહુને નેહ. મન માગ્યા કે. હિ મનવાંછીત. વરસે છે ફ્રા. નિત્ય વરસે. ૧૯૪ રાજાને દે કે. હિ. રાજા પામે. દસમો ભૈ. પંચમ. તિહાં૦–કે. કોણું વીઘન તે આવી કરે. ૧૯૫. રાજકુંવર કે. રાજપુત્ર. ૧૯૫ પછી કે. માં આ પંક્તિ વધુ છેઃ–કરૂ પ્રાક્રમ કવિ માહારે મન, તેમ રીઝે રૂડો રાજંન. રહ્યા કે. રાયજી. ૧૯૮ ગાજંતો કે. બેસાડી. તારા૦–કે. દ્રુમ કારે પૃથ્વી ગડગડે, ગગન જઈ લાગી ખેહ. ૨૦૦ પછી કે, નો વધારોઃ–

ઘટા ચઢિ હોઈ ઘન તણી, તેહેવા શોભે ગજ;
તે મધ્યે જિમ વિજળી, એમ ફરકે ધજ.
ધ્રૂજે કાયર દેખતાં, ગળે દુશમનની જાતિ;
સરોવર ખીલી રહે, જિમ અંબુજ પરભાતિ. ૨૦૦
ખલક જોવા સહુ ઉમટી, મહેલીને ઘરસૂત્ર,
માંહો માંહેથી નિરખિયો, મહીપતિ પોતે પુત્ર. ૨૦૧
ધન્ય એ જનુની માહરી, ધન્ય એ કુલની રીત;
ધન્ય એ વિક્રમને વરી, (તે) કાયક જન્મની પ્રીતિ. ૨૦૨

## ચોપાઈ

નરપતિ નિરખી ઉલટ થયો, રાજસભામાં રાજા ગયો.
સહુ સહુકોને વળગૂં કામ, રાજકુંયર ઉભો તે ઠામ. ૨૦૩
બુદ્ધિ વિચ્યારી તે કાલણી, નારીમાં ડાહી માલણી;
નારી એક બેઠી'તિ ત્યાંહ, પેઠો પોતે વાડી માંહે. ૨૦૪
બાંધ્યો તુરી આણીને ધીર, મુખ પખાળી પીધૂં નીર;
આડિ દ્રષ્ટે જોયાં એહેંન, જુહાર લે તૂં માહરી બહેન! ૨૦૫
પરદેશી પંથી આવિયા, પસલી એક કાપડૂં લાવિયા.
ઈમ કહી ગયા તે પાસ, મૂકિ હેમની મોહોર પંચાસ. ૨૦૬
ભલે આવ્યો માજાયો વીર, લીધાં ઉવારણાં દિધી ધીર;
જીવી જીવજ્યો ડુંગર તણી, વધજ્યો લાજ વિક્રમથી ઘણી. ૨૦૭
માન ઝાઝૂં મહીપતિનૂં હજ્યો, દુશમન તાહારા દેહવટ જજ્યો.
અનેક એહેવી આશીશ કરી, મેહલી છાબ તે પુષ્પે ભરી. ૨૦૮

---

ચડે માલીયે માનની, જોવા વીક્રમ રૂપ,
જેવો અરૂણજ અવનવો, ભરત ખંડનો ભૂપ

૨૦૧ પોતે ક્ષુ. તે. ૨૦૨ વિક્રમને વરી કે. વિક્રમ રાયને. કાયક૦-કે. ધન પુરવની પ્રીત. ૨૦૩ રાજસભામાં૦-કે. રાજા તો વાડીમાં ગયો. વળગૂં કે. વાધૂં ૨૦૪ નારીમાં ક્ષુ. વાડીમાં; કે. ડાહીમાં. ડાહી કે. રૂડી. ૨૦૫ લે તું કે. લેજે રે, હિ. લેયો. ૨૦૬ પછી કે હિ. પરણો ૨૦૭ દિધી કે ધાઈ. ૨૦૮-૧ પછી કે. તો

પરમ હર્ષે તે ઉલટભેર, તેડી ગઈ પોતાને ઘેર;
ખાનપાન, મેવા, અમૃત, પાક, રસોઈ બત્રીસી, ચોસઠ શાક. ૨૦૯
લવંગ એલચી ઉજ્જ્વલ પાન, સંતુષ્ટ કર્યો તેહને દેઈ માન.
ઢાળ્યા ઢોળ, સુકોમળ સેજ, પોઢાડયો બાંધવ આણી હેજ. ૨૧૦
રત્નકમલ મૂકયો દીવડો, (તું) માજાયો માહરો જીવડો;
સુખ પામો સહોદર સાથ, પછે પૂછી વીતગની વાતઃ ૨૧૧
કોણ દેશ? ને કિહાં ઘરસૂત્ર? કોણ રાજવંશીના પુત્ર?
કુણ પનોતી કુખે ધર્યો? વડી કર્મની કોણે વર્યો? ૨૧૨
સ્યૂં જાણૂં જે કષ્ટે ઘણે, પંથે નીકલ્યા છો જોબનપણે;
છોડયો દેશ તેહનાં તો પાપ, ધન્ય આ ધરતી, ધન્ય હું આપ. ૨૧૩
સહુ વાત વીતગની કહો, આણે આશ્રમ સુખે રહો;
સુઝથી થાઈ તે દીજે કામ, હું છું બેહેન બંધવને નામ. ૨૧૪
રખે મન રાખો ખરખરો, મન મેહલીને વાતો કરો. ૨૧૫

દુહા

રાજકુંવર કહેઃ બેનડી! હવડાં પરધરતી ગામ;
તાહેરે ઘેર રહ્યા થકી, જાણસ્યે સહુકો નામ. ૨૧૬
પ્રકટ થયસ્યું એક માસમાં, (તાહેરે) ભાગે મનસંદેહ;
તાહરે પસલી આપસ્યૂં, જે ચિંતવસ્યો દેહ. ૨૧૭
જો અમને રાખી સકો, તો રાખો એ ઠોર;
આગલથી તુમને કહૂં, છું રાજા કેરો ચોર. ૨૧૮
અમને રાખ્યે કોપસ્યે, તાહેરો વિક્રમ રાય;
પેહલી દુભણ રુપડી, હવડાં કોહોને નાય. ૨૧૯

વધારો-હરસીદ્ધ હજુર હલે દુજ વીર, સુરપુર હડ ચાલે વીર. ૨૦૯ ચોસઠ કે. મનમાનીત. ૨૧૦ પોઢાડયો કે. બેસારો. ૨૧૧ રત્નકમલ ફા. રતન કોમલ. વીતગની ફા. વિગતની. ૨૧૨ વડી કર્મની કે. વડા ભાગની. ૨૧૪ વીતગની ફા. વિગતનિ. ૨૧૬ રાજકુંવર કે. બાવક જાણસ્યે૦-હિ. જાગીરા જનકનું નામ. સહુકો કે. માહરૂં. જે હિ. મન. જે૦-કે. જે મન માને તેહ ૨૧૯ પછી કે. નો વધારો-

બહેન કહેઃ હો બાંધવા! ધન્ય આજુનો દિશ,
રાજા વિક્રમ કોપસ્યે, તો અમો લેસ્યૂં શિશ.
જેહને ઘેર જે પરણ્યો, તેહને મન તે દેવ,
મોરો માહરો ઇષ્ટ તૂં, હૂં કરૂ તમારી સેવ. ૨૨૧
માહરી જાત, માહરો ધણી, માહરો જાયો પુત્ર,
તે સર્વે છે તાહરૂ, સમૃદ્ધિ સહિત ઘરસૂત્ર. ૨૨૨
ઘરમા બેઠા રહો તમો, મુઝને સૂપો કામ,
ઇચ્છા ભોજન નિત્ય જમો, ખરચો દાદી દામ. ૨૨૩
જાયૂં નિત્યે રાજમાં, લાવૂં ઝાઝો ગરથ,
ચરચા જોઈ તુમને કહૂં, જો કાંઈ હોઈ અરથ. ૨૨૪

## ચોપાઈ

*વારૂ બેહનડી! દુ:ખ જ જસ્યે, ભારે કામ તે તમથી થસ્યે!*
એમ કહીને હિંમત ધરી, પોઢયાં સહુ કો નિદ્રા કરી. ૨૨૫
પ્રાતરકાલ ઉદયો રવિ, દાતાજુક્તાની વેળા હવી,
સ્નાન, દાન કીધાં પૂજન, પંચામૃત આરોગ્યાં અન. ૨૨૬
વીતો દિવસ જવ રયણી થઈ, ફૂલ આપવા માલણ ગઈ,
બેહેન તૂં લે આ એક જ પત્ર, રાજસભામાં નાખજ્યો ત્રત. ૨૨૭
આપી ફૂલ વળી તે નારિ, નાખ્યો કાગલ સભા મુઝારિ.
બીજે દિવસે બેઠો સહુ સાથ, કાગળ આવ્યો રાજા(ને) હાથ. ૨૨૮

---

જાણ થશે જે રાજ્યા, તો હરે તુજ બહાર,
મારી નાખે તુજને, કુટુંબ સહીત પરવાર.
મુજ રાખે અરગુણ થશે, કે સાપકો સુખ.
જેણુ ધીરજ તાહરૂ, તેહનુ કહે મુજ મુખ.

૨૨૦ હો કે મુખ ૨૨૧ ઇષ્ટ કે ત્ત્ર તમારી કે સરવપા ૨૨૪ રાજ્યમા
હિ. રાજદ્વારમા લાવું કે રહુ ૨૨૫ નિદ્રા કે કોટ ૨૨૬ આરોગ્યાં હ્રા આરોગ્યેલ
૨૨૭ નાંખજ્યો કે હિ નાખપો ત્રત કે હિ વત્ર

બીજ્યો દેખી વાધ્યૂં હેત, વાંચ્યો સૂણતાં સભા સમેત;
"સ્વસ્તિશ્રી વિક્રમ રાજન! પવિત્ર છોજી નિર્મલ મન. ૨૨૯
લખીતંગ છે તિહાં માહરૂ નામ, અમો રહું અમારે ગામ;
ગરાસીયો ઊજેણી તણો, માગૂં દ્રવ્ય અનર્ગલ ઘણો. ૨૩૦
માટે આવ્યો છું તમ પાસ, બાર વરસનો લેયૂ ગરાસ;
આજ ના આપો (તો) કાલ્ય બમણો લેઊં,ડડ રાજા પ્રજાને દેઊં. ૨૩૧
માહેરો માલ ભોગવજ્યો તમો, બારવટો વેઠૂં છૂ અમો,
જાગ્ય જાગ્ય રે ચેતે તૂં, તમ માલનો ભોગતારી હુ ૨૩૨
સખેપે લખ્યૂ છે આજ, નહિ ચેતો તો લેઇશ રાજ્ય."
એહવૂ વાચી પોતે રાજન, લાગી ઝાળ પોતાને મન. ૨૩૩
સાભળતામાં સહુ કો હસ્યા, મર્મ બોલ તે મનમાં વસ્યા.
ચિત્રામણ લખ્યા હોય જિમ, સભા રહિ સાભલવા તિમ. ૨૩૪
કહો ભાઈ!લખનારો કોણ[2] થયો ગરાસીયો પેદા ઉહોણ.
વાત લખી જેણે આનડી, ધન્ય કુખ તેહની માવડી. ૨૩૫
જેહને જેવી સુઝ જ પડી, તેહવો ઘાટ ઘડ્યો તે ઘડી,
લખ્યૂ પાળે તે સાચો હોય, નહી તો લખાડે લખિયૂ કોય. ૨૩૬
છાનો કાગળ નાંખવો સહેલ, કરવૂ કઠિણુ જે લખિયૂં પહેલ;
ઇમ કહીને બીડૂ ધરચ, ભરી સભા મધ્યે તે ધર્યૂ. ૨૩૭

---

૨૨૯ સુણ્તા ક્ર૦ કે સાભળતા છોજી ક્ર૦ જેહવી મન ક્ર૦ ગમ નિર્મલ કે મહીપત
૨૩૦ રહું ક્ર૦ ને હિ રહુ છુ માગુ ક્ર૦ માગુ છું ૨૩૧ માટે ક્ર૦ તે માટ ૨૩૨
ભોગવજ્યો કે હિ ભોગવશો બારવટો૦-કે હિ બારવટસૂ વસ્યૂ અમો તુમ કે
તાહરા ૨૩૨ પછી કે નો વધારો -હવે ગમે તો અરથ જ આવ, નહી તો મુજને ચેતી
ઝાવ ૨૩૩ રાજ્ય હિ લાજ. પોતાને કે મહીપતને ૨૩૪ તે મનમા કે તેહના મન
સાભલવા ક્ર૦ સાભરે ૨૩૫ લખી૦-ક્ર૦. જિમ વાત લખી છે આવડી ૨૩૫-૧
પછી કે નો વધારો-ચક્રને આખુ જે નરની ફરે, તે ઉપર ગમાતર કરે ૨૩૬ તેહવો૦-
કે હિ તેણે તેહવી વાતો ઘડી લખાડે કે લખાડી ૨૩૭-૧ નાખવો સહેલ કે
હિ નાખ્યો મહેલ કરવૂ૦-ક્ર૦ કરવુ કઠિણુ જે લખ્યુ છે પહેલ, હિ કે કરવૂ
કઠિણુ ને કહેવૂ સહેલ ૨૩૭-૧ પછી કે નો વધારો -

લખનારાને લાવો તાન, તે આવે રાજાનાં પાન;
મોટી વાત મોટાંનાં કામ, કોણ ઘાલી સકે નિહાં હામ. ૨૩૮
સહદેવ મૂલદેવ બંધવ બેહ, મહા મશકરા પંડિત તેહ,
તેણે ઉઠી ચાવ્યાં પાન, મહીપતે દીધાં બહુ માન. ૨૩૯
આજ રાત્યે કારજ્ય કીજીઈ, સવારે સરપાવ લીજીઈ. ૨૪૦

દુહા

પડો વજડાવ્યો પુર વિષે, રાત્યે નિકળે બાહર.
તેહને તસ્કર જાણવો, લાવૂ આણો ઠાર ૨૪૧

ચોપાઈ

આજ રાતે નિકયે જે ચોર, તે રાજા વિક્રમનો ચોર.
પંડિત આવ્યા પોતાને ઘેર, મનમાં વિચારી સઘલી પેર. ૨૪૨
મૂકાવ્યા દરવાજા ઉલ, બે ઉઘાડી રાખી પોલ;
જે લખનારો પ્રાકમી હશે, (તો) માઝમ રાતે પેદા થશે. ૨૪૩
દડ. સાંકળને બંધે કરી, ઘાલૂં ચરણ તેહનાં છેતરી;
સેહદેવ ઉગમણીઈ ગયો, મૂલદેવ આથમણો રહ્યો. ૨૪૪
(ત) માવણે લીધો તેહનો પાર, કહ્યો કુંવરને સઘલો વિચ્યારઃ
કોઇક ઠગ નગરી આવિયો, રાજાશૂ દાવો લાવિયો. ૨૪૫

---

પાયે તો રાણી જાયા જેર, નહી તો હોઈ હરામીખોર
રાજા મુકે ઘાલો હાથ, બોલો સહુ સભાને સાથ

૨૩૭-૨ ઇમ૦-બત્રીસ પાનનુ બીડું કરૂ. ૨૩૮ રાજાના કે. પૃ૦ ધિપતના ૨૩૮ પછી કે. નો વધારો—વીડોપે નર વસારા બહુ, જેઈ રહ્યા તે સાભ૦ સહુ ૨૩૯ બંધવ ફા બધ ૨૪૦ રાત્યે કે એ૦ સરપાવ કે હિ સિરપાએ. લીજીઈ ફા હિ—૦
૨૪૧ પછી કે—

રાજપુત્ર હગે રાજની, તો આને કરી પેર,
હોયે પુત્ર હરામનો, પોહતી રેહે પેર

૨૪૩ માઝમી કે હોમી ૨૪૩ પછી કે નો વધારો—એ બંધવ થયા તયાર, પાહતી પોતાના હથીઆર. ૨૪૪ ફા સોહમેર. મુહદેવ. ૨૪૫ તેહનો હિ સપશે

તેહને આજ પંડિત ઝાલશે, બાંધિ બંધ હેડે ઘાલશે.
વારૂ કહીને પેઠો વીર, રાણી આપ રૂદેમાં ધીર. ૨૪૬
સહુ ધારણુ પજૂં જાહરે, મધ્ય રાત્યે ઉઠ્યો તાહરે;
શ્રી શણગાર તે સાસ્યા ઘણા, શત સહસ્ર ને લાખો તણા. ૨૪૭
છૂટી વેણુ સવા ગજ કેશ, યઈ રંભા કોય જોબનવેશ;
નખશીખ સજ્યા સોલ શણગાર, પારિજાતક મુક્તાફલ હાર. ૨૪૮
હેમ ઝુમખે, મોતી લહેક, પ્રેમલ બરાસ કસ્તુરી બહેક,
જેહેવી વિધાતા હાથે ઘડી, ન દીસે કોઈ એહેથી વડી. ૨૪૯
ચરણા, ચોળી, ચુનડી રંગ, લીધી થાળ મોતીની સંગ;
કુંકુમ ચંદન પૂજા કરી, દિપક જ્યોતિ માંહે શ્રીફલ ધરી. ૨૫૦
સહદેવ બેઠો છે જિહાં, રમઝમ કરતી આવિ તિહાં;
નાંખી ભુરકી મોહ જ તણી, લાગી ખાંત જોવાની ઘણી. ૨૫૧
ઉઠી આવ્યો જોડ્યા હાથ, બોલ્યો તે જુવતીને સાથ:
માઝીમ રાતિ આપે જાણ, કિમ લોપી રાજાની આણ ? ૨૫૨
શાની થાળ ભરી લાવિયાં ? આપ એકલાં કિમ આવિયાં ? ૨૫૩

દુહા

મધ્ય રાતિ શિવપૂજા તણી, માહરે બાધા આજ,
ભરી થાલ પૂજા તણી, (હું) આવી છૂં તે કાજ. ૨૫૪

---

કાવો હિ. આડી ૨૪૭-૧ પછી કે. મા આ પક્તિ વધુ છેઃ–માલણના હુતા શણગાર, લીધા છાના નવ્ય લાગી વાર. ૨૪૭-૨ સ્રી૦–કે. અમુલક આભુષણ ઘણાં, સારાં અંગે તે સ્રી તણાં. ૨૪૮ પારિજાતક૦–કે. મુગતાફલના હોસે હાર. ૨૪૯ જેહવી૦–કે. દીસંતી વનીતા કો વડી, સ્વય વીધાતા હાથે ઘડી. ૨૫૦ પછી કે. નો વધારોઃ–

જેવી ઇંદ્ર તણી અપછરા, મોહ ભરી જેવી મછરા.
રૂપે રૂડી નીરમલ નાર, સતી તણો જાણે અવતાર.

૨૫૧ લાગી ક્રા. લાખી. ૨૫૧ પછી કે. માં આ પંક્તિ વધુ છે˚–ગુંઘટ માંહેથી આવો ઉદ્યોત, જેવી ચિત્રામણીની જ્યોત. ૨૫૨ જુવતીને કે. સુંદરીને. ૨૫૩ આપ કે. આ વેલાં. ૨૫૩ પછી કે. નો વધારોઃ–

પ્રધાન અમારો ઘરધણી, નામ કહું કયમ સોય?
પડો વાગ્યો છે રાયનો, (માટે) સાથે ન લીધું કોય.

**ચોપાઇ**

ઇમ કહીને ચાલી જાય, વિપ્ર તણું મન વિહ્વલ થાય;
ખોળીઉં તો ઠેકાણે રહ્યું, જીવ ને મન તે કેડે ગયું. ૨૫૬
કરી પૂજા ને પાછી વળી, પંડિતની તો પોહોતિ રળી.
બેઠા વાટ જોઉં છૂં અમો, કાંય પ્રસાદ આપોજી તમો. ૨૫૭
લટપટ કરી રાખી કામની, નહીં કો પાસે (ને) અર્ધ જામની.
કામની કહે બેઠા રહો (છો) આહ, સ્યો વિચાર કરો મન માંહ? ૨૫૮
એક ચોર (છે) તેહને ઝાલશું, તેહેંના ચરણ કાઠે ઘાલશૂં.
કહે સ્ત્રી મુઝને લાગી હાડ, આપ ચરણ ઘાલી દેખાડ. ૨૫૯
માહકૂ કહ્યું કરો એ ઘણું, (પછે) કહ્યું કરૂ હું તમ તણૂં
ડાહ્યા ચતુર વિદ્યાનો સંગ, અકલ છે પણ કામે અંધ. ૨૬
મહામાયા જિતિ નવિ જાય, કામવશ સહુ કો કહેવાય.
સ્ત્રીના વાયક ધરિયાં કરણ ઘાલ્યો કાઠ ચતુરે ચરણ ૨૬

---

દીપક લઇને સીદ જાઓ છો, મન મોહોના ગુણ ગાયા છો
બુધવનો કોણ વાદરો કથ, સે કામે પનો છો પંથ.

૨૫૫ નામ કહું કો. ના તે સોય કો. હોય, કે જોય. રાય કે પુર વિરે સાથે૦-કે સખા નથી માથે સોને ૨૫૫ પછી કે નો વધારો.-

પુજા મધ્ય રાતે સીવ તણી, કમ ચુકૂં હું આપ,
પેરે સુદના અટમી, તો પરતગ લાગે પાપ.

૨૫૭-૧ પછી કે મા આ પંક્તિ વધુ છે-મોહો આગળ નીસરી છે બાહાર, તે બોતાની પડીતે નાર ૨૫૭ પછી કે મા આ પંક્તિ વધુ છે-માદરા સમ જો પાગ જ ધરો, વાતો બેચારેક જ કરો. ૨૫૮ રહો કે કમ ૨૫૮ પછી કે નો વધારો-અમૃત બાઉ મટકું ધરદ માનીને નાખો ઘેરો ફેરો ૨૫૯ ચોર છે તેહને કે હિ ઠગને અનો. ૨૫૯-૧ પછી કે નો વધારો-નીચું જોઈ તે કામન કેહે, એ કાઠા માહે તે પગ કરી રહે. કહે૦-કે એ તો અચરત લાગી રાઢય ૨૬૦ પછે૦-કે હિ પછે અમો કરસ્યું તમ તણૂં અકલ છે હિ કે અકલવંત ૨૬૦-૧ પછી કે નો વધારો-એમ કહી ફેરવતી આખ્ય, બારે શુરકી નારી નાખ્ય ૨૬૧-૧ પછી કે નો વધારો-

મૂકી ખીલી તેણે ઠાર, ઉપર મેંક્યો વનિતાઈ ભાર;
બેડી ખીલી તેહની સાથ, પાછળ બધ બાંધિયા બે હાથ. ૨૬૨
હસૂ ન કરશ રે નારિ! તૂ, વિણ મોતે મરૂ છુ હૂ.
નારિ નારિ ન કરો તમો, રાજાજીના ઠગ તે અમો ૨૬૩
નારિ નહિ હૂ નરની જાતિ, તુને જિતવા આવ્યો રાત.
મોહેઢિ કાજળ ખરડ્યૂં (તે) દિશ, સુનો ચોપડ્યો તેહને શીશ ૨૬૪
રાજા આગળ કહેજ્યો જઈ, હવડા ખબર જે તાહરી થઈ.
ઘર બેઠા ગરાશ જ આલ્ય, તુઝને આટ નૂ કરસ્યે કાલ ૨૬૫
ઇમ કહી તિહાથી ચાલિયો, મૂલદેવ દ્રષ્ટે ધાવિયો,
સેહદેવ વીતૂ જેટલૂ, મૂલદેવને કીધૂ તેટલૂ. ૨૬૬
સ્ત્રીને મોહે કારાગૃહ પડ્યો, તેહનો ઘાટ એ રીતે ઘડ્યો,
કારાગૃહ દીધા બેહુ જણા, ચતુર પડિત જે ડાહ્યા ઘણા ૨૬૭
રહી રજની એક જ પોહોૅર, આવ્યો માલણ કેરે ઠોર;
સહુ કો છે નિદ્રાવશ કામ, શણગાર ઉતારી મૂક્યા ઠામ ૨૬૮

---

બુધ ચદ્ર કામે ઘેલા થયા, ગુરુપત્નની ઉપરે ગયો
પોતાને દેખી ગયો છે છતી, તે ગઈ ધાઈ સજીને મથી
એવા એવા લાખ કરોડ, જીતા કામે હાકી બે હોડ

૨૬૧–૨ કાઠ ફો કાઠમા ૨૬૨ ઉપર૦ કે ઉપર સ્ત્રીયે મારો માર, હિ ઉપર મેલો તે સ્ત્રીયે ભાર ૨૬૨–૧ પછી કે નો વધારો.–મેલી હેઠી થાશી રૂપ, પ્રગટ થયો કો ભારે ભુપ ૨૬૨–૨ બેડી કે બેસારી ૨૬૩ નારિ૦–કે મા આ પક્તિ નથી. ૨૬૪ આવો હિ, આવ્યો છુ તુને૦ કે ધરી વેપ આની ધુ રાત સુનો૦–નટી તો ઘસીને વાઢત શીશ ૨૬૪ પછી કે નો વધારો –મોઢે કાજલ ચોપડુ ઘણુ, સામ વદન કરૂ તે તણુ ૨૬૫ હવડા ખબર કે હકીગત તુઝને૦–કે નહી તો ઓલખે સુજને કાલ્ય ૨૬૬ પછી કે નો વધારો વીસ્તાર કરૂ તો લાગે વાર, ચરીત્ર દેખાડુ અપરમ પાર ૨૬૭ કારાગૃહે૦–કે ઘાલા હેઠે તે બે જણા ૨૬૭ પછી કે નો વધારો –

ગઈ ભુખ બે જણની ઘણી, અરજ સુણે નહી કો તે તણી
કોએ સાદ તેહનો નવ્ય ધરે, જાણે ઠગ ઠગવિદ્યા કરે

પોઢો સિજ્યા નિશ્ચલ મન, જે કો વાત ન જાણે અન્ય.

પ્રાતરકાલ થયો જેટલે, નગર સહુ ઉઠયૂં તેટલે. ૨૬૯
ગયા દરવાન ઉલટ મન ધરી, જઈ રાવલે રાવ જ કરીઃ
રાય તમે દષ્ટે ધાલિયા, પંડિતે બે ઠગ ઝાલિયા. ૨૭૦
હુકમ દ્યો તેહવું જાણીઈ, કહો તો ઈહાં બાંધી આણીઈ
જાઉ એહને ખર વાહન કરો, નગર બાધા માંહે ફેરવો. ૨૭૧
વદન કરાવો તેહનાં શામ, ફેરવો જિમ દેખે સહુ ગામ;
ફેરવી ઠેકાણે આવજ્યો, પછે મુઝ હજુર લાવજ્યો. ૨૭૨
કહેતાંમાં ધાયા તિહાં જોધ, અંતરકરણમાં આણી ક્રોધ;
મોટું પરોઢ જીવારે થયૂં, સૈન્ય સહુ ઠગ પાસે ગયૂં. ૨૭૩
બાંધીને ખરવાહન કરયા, બાધા નગર મધ્યે ફેરવ્યા.
તે બ્રાહ્મણ કહે ઠગ નહિ અમો, શા માટે મારો છો તમો? ૨૭૪
તેહનું કહ્યૂં તે કુણ સાંભળે ? જિહાં બાર બાપની વેળા મળે. ૨૭૫

દુહા

રાય વિક્રમ સભા ભરી, બેઠા'તા જે ઠાર.
તિહાં બે ઠગને લાવિયા, ક્ષણું ન લાગી વાર. ૨૭૬
રાજાઈ નિરખણ કર્યૂં, જોયા તેહના મર્મઃ
ફટ ભૂંડા એ શૂં કરયૂ ? એ તો મારયા બ્રહ્મ. ૨૭૭
એક દુખ બીજૂં હસૂં, (તે) કૌતક સરખી વાત.
કહો ! ભાઈ! સ્યૂં નીપનૂં? જાગ્યા'તા જે રાત્ય. ૨૭૮

૨૬૯ ઘેરે કે ઘરને ૨૭૧-૧ પછી હિ નો વધારો-રાજા હરખ્યો કહયા સાથ, વોલાવ્યો પોતાના સેવક સધાત્ય ૨૭૧-૨ જાઉ એહને કે હિ જાઓ તેને, કે રાજા કહે ૨૭૨ મુઝ કે માહારે ૨૭૩ સૈન્ય૦-કે. ઘણું માણસ તે પાસે ગયું. ૨૭૩ પછી કે. માં આ પંક્તિ વધુ છે-વળી ખરડું તે બેમે મુખ, જાણે કોણ તે બેના દુખ ૨૭૬ વિક્રમ કે રાજ તિહા બે હિ. તે વેશા, કે વદા હાજર. લાવિયા કે કરા ૨૭૭ મારયા કે માહારા ૨૭૮ સ્યૂ કે કમ ૨૭૯ કહો૦-કે હિ કાઢાવો જાતે બ્રહ્મ ૨૮૧ કાઢા૦-કે જ્યહાં આવ્યા છુ તે માટ

ક્રિમ ઠગે તમને ઠગ્યા, તે કહો સર્વે મર્મ ?
દુખ પામ્યા દીસો ઘણુ, કહો વાતનો ભર્મ. ૨૭૯
કહે બ્રાહ્મણ સુણ મહિપતિ ! શો પૂછે એ જ્યોગ ?
વાત વીતકની શી કહૂ ? માહેરા કરમના ભોગ ૨૮૦

ચોપાઈ

ભરી સભામા આવ્યા પાન, પડિત જાણી દીધા માન,
તે સર્વેની ઉઠી વાટ, ડાહા વાહા છૂ તે માટ. ૨૮૧
જુજવી ભાગલ બેઠા બેહ, અત કરણમા આણી નેહ,
મધ્ય રાત્યે ઠગ તિહા આવિયો, નારી રૂપ નર તે લાવિયો ૨૮૨
મીઠા વચન સભળાવ્યાં કરણ, પોતે પોતાના ઘાલ્યા ચરણ,
કરી ગયો મહા ભારે કામ, શીશ સપેત ને મુછ શ્યામ. ૨૮૩
તાર પછી વીતૂ જેટલૂ, રાજાજી ! જાણો તેટલૂ
સરકાર અઢાર વીતા છે મુને, સ્યૂ વિસ્તારિ કહીઈ તુને ? ૨૮૪
માહેરા મનમા મોટી દાઝ આગન જાતા સેશે રાજ્ય
માટે રાય ! ચેતીને ચાલ્ય, સારી શીખ તે તેહને આલ્ય ૨૮૫
ફરી સભા રાજાઈ કરી, મેહલ્યૂ બીડૂ હેત જ ધરી, ૨૮૬

દુહા

આપ બાપથી ઊપનો, ધાર્યો માનૂ થાન,
સુંઠ ખાધિ હોય માવડી, તે ખાઈ એ પાન ૨૮૭
સુખ જોજનો પડિત તણૂ, પછે ઘાલજ્યો હામ,
પૈંડ કરસ્યે જે પારકો તે કરશે એ કામ ૨૮૮

---

૨૮૩ વચન કે ખાટા પોતે૦—કે ચુકા ચતુર ઘાના મેં ચરણ સપેત હિ સ્વેત મુછ કે વ૦ન જ ૨૮૫ શીખ હિ શીખામણ સારી૦—હિ નહિ તો તુજને મારે કાવ ચાલ કે ઝાલ ૨૮૫ પછી કે નો વધારો જાયો પધારો મહારાજ ઘેર, ભોગ તમારિ પામા પેર ૨૮૬ ફરી કે પાછી કરી કે ભરી. ૨૮૬ પછી કે નો વધારો—

કોને મરદ મુછાનો થાયે, પાન બત્રીસે બીડુ ખાયે
જીતો તે તો જાને તરત, નહી તો ગાઠે બાધૂ મરત

૨૮૭ બાપથી ફ્રા કે હિ બાપેથી ૨૮૮ પડિત તણ્ તે૦—ફ્રા તો થાસ્યે એ

જોઇ સહુકો ઊસરે, કો સાહૅમો નવિ થાય,
સિંહ-મુખ લેવા કરે, તે એ બીડૂ ખાય. ૨૮૯

### ચોપાઈ

રાજાના ખાસા હલવાઈ, લલો પતો માજાયા ભાઇ,
મહા ચકતા ગુડા નાટ, માડે ચહુટા વચ્ચે હાટ. ૨૯૦
વિધ વિધની વેચે સુખડી, જે ખાયે ભાગે ભૂખડી,
મોતિચૂરનો માલ વશેક, વેચે લાડુ રૂપીઈ એક. ૨૯૧
નજરબાજ હીમાતી ઘણા, પારખુ માણસ હીરા તણા,
તે સમે ઉભા છે તિહા, બીડૂ રાયે ધરયૂ છે જિહા ૨૯૨
બીડૂં લીધૂ તરત જ ધશી, રાજા સાથે બોલ્યા હશી
તે ઠગને ઠગી આવીયે, જમણો કર કાપી લાવીયે ૨૯૩
બીડાના બે કડકા કરયા, બે ભાઇએ બે ગાલ જ ભર્યા,
દરપણ લેઇ જોયૂ મુખ, દીઠો રગ ને ભાગી ભૂખ. ૨૯૪
ભલા ભલા ભૂપતે કહ્યૂ, બમણ્ જોર તિહાંથી થયૂ
રાતે બહિર દેખૂ જેહને, મારૂ ઠગ કરીને તેહને,
દાદ ફરીયાદ તે તેહૅની નહિ, ભરી સભામા એહવી કહી ૨૯૫
વાગો પડો રાજાની આણ નિશાઈ નીકળે ખોશે પ્રાણ!
તે તેહના ઘરને નહિ મળે, ફરિયાદ તેહની કો નહિ સાભળે ૨૯૬
ડુડી વજડાવી એહવી પેર, લલો પતો બે આવ્યા ઘેર
વાત બાધા નગરમા થઇ, માવણે ડુયરને આવી કહી ૨૯૭

---

કામ ૨૮૯ ચમ્તા કે હિ ચકરી ૨૯૩ તરત જ કે ધીરે આવીયે ફ્રા આવજ્યો
લાવીયે ફ્રા લાવજ્યો ૨૯૩ પછી કે નો વધારો—જે કરે મારા(થી) હીજ આપ,
તેહ તણુ બાગ વાળુ પાપ ૨૯૪ બે૦—કે ભુપતને ભાવે રગે ભરા નેઈ કે સભે
૨૯૫ ભતા૦—ફ્રા મા આ પક્તિ નથી જેહને ફ્રા જાહરે તેહને ફ્રા તાહરે દાદ૦—
કે મા આ પક્તિ નથી ૨૯૫ પછી કે નો વધારો—પહેલે રાત કરૂ છુ જમ નગરપડો
વજડાવી તમ. ૨૯૬ વાગો પડો ફ્રા વાગી ડુડી. તે૦ કે મા આ પક્તિ નથી
૨૯૭ ડુડી૦—કે મા આ પક્તિ નથી ૨૯૮ માવણે૦—કે વનીતા એની રીતે કહી

નિશાઈ બાહિર ન જાશો ભાઇ ! રાજાની ફરી છે દુહાઈ;
હલવાઇ એ હિંમત ધાલશે, કાલ્યવાલા ઠગને ઝાલશે. ૨૯૮
પંડિતસ્યૂં કર્યો'તો વાદ, લહો પતો ઊતારશે નાદ;
રાજાનાં પાન ચાવિ ગયા, તે ઠગની ચિંતામાં થયા. ૨૯૯

રવિ અસ્તની વેળા થઈ, પ્રજા સહુકો ઘેરે ગઈ;
હરતાલ પડી છે બાધે ગામ, બેજાર ન દીસે માનવ નામ. ૩૦૦
પટમારિગુ કુંયર જ થયો, હલવાઈ હાટ તે વેળા ગયો.
ઘર દુકાન તેહનૂં છે એક, ભરી સુખડી માલ વિશેક. ૩૦૧
માંહે તાળૂં દિધૂં જેટલે, બાહિર કુંયર બોલ્યો તેટલેઃ
ઉઘાડ બાર લાગી ભૂખડી, લ્યો દામ ને આલો સુખડી. ૩૦૨
પરગામથી આવ્યા છૂં અમો, શીઘ્ર આહાર આપોને તમો.
હલ્યા વિદેશી ! ખોઇશ પ્રાણ, રાજાની ફરી છે આણ. ૩૦૩
નિકળે બાહિર આથમતે દિશ, વણ વાંકે તે ખોશે શીશઃ
માટે નિશા ઘડી એક જ ગઈ, ખુંણે ખોચરે પડી રહે જઈ. ૩૦૪
ભાઇ ! કિમ વેઠીશે દુઃખ, બાર પોહૅરની ભુંડી ભૂખ ?
જાણીઈથી આપૂં દામ, આપો સુખડી થાશે કામ. ૩૦૫
કદાચ નાપો તો શૂં કરૂં, આખી રાત તે ભૂખે મરૂં ?
ઘરમાંથી બોલ્યો હલવાઇઃ સાંભળ પંથી ! માહરા ભાઇ ! ૩૦૬

હિમ્મત ફ્રા. હૅમત. ૨૯૯ પંડિતસ્યું કે. વીપરશું સાથ. લહો પતો કે. તેહેના. ૩૦૦ રવિ અસ્તની કે. નીશા સમેની. માનવ નામ ફ્રા. હિ. માનવનો ઠામ. ૩૦૧ કુંયર જ કે. કાસદ સો. હલવાઈ૦–હિ. લતોપતોને હાટે ગયોઃ કે. હલવાયા. હ(ા)ટ ગુણવંતો ગયો. વિશેક ફ્રા. વિશેષ. ૩૦૩ ફરી ફ્રા. ફરે. ૩૦૪ તે ખોશે કે. પડાત્રે. માટે૦–કે. સંધ્યા સમે તો વેલા થઈ. ૩૦૫ વેઠીશે કે. હિ. વેઠારો. દુખ કે. ભુખ ભુંડી ભુખ કે. દાવાદલ દુખ. ૩૦૫–૧ પછી કે. નો વધારોઃ–

દીધાં તાલાં ભોગલ ભીડીયો, ઉઘડે નહી ખડકી બીડીયો.
લોભ પાપ તણું છે મુલ, લોભેથી સહુ પામે સૂલ.

૩૦૫ આપું કે. હિ. આપો. આપો કે. હિ. આપું. થાશે કે. કરશું જો. ૩૦૬

લાડુ લેઇ તૂં નાસી જાય, કિમ રાતે તૂં પેદા થાય?
ગરજવંત છે મારે આશ, જાળીયામાં બોલે બે પાસ.
એક હાથમાં દ્રવ્ય જ આલ્ય, બીજે સુખડી બોલે ઘાલ્ય.
લબો હાથ પૈસો આલિયો, મુઠી સહિત બારે ઝાલિયો. ૩૦૮
પતો પાસેથી ખાવૂં લેઇશ, તાહરે કર તો મૂંકિ દેઈશ.
બીજો કહેઃ ભાઈ! લે તૂં ખાય, ઉતાવળો ઠેકાણે જાય. ૩૦૯
લાડુ આપવા કર કાઢિયા, પંથીઈ પોહોંચેથી વાઢિયા;
તાણિ ખેંચી કાઢ્યો ખાંધ, મોહોકમ મીણ દોરીઈ બાંધ. ૩૧૦
લક્ષો પતો બે ભાઈ સાથ, ઝાલ્યા જોઈ બે એકઠા હાથ;
માંહે જુયા ને એકઠા બાહેર, તેમણે ઘણો કીધો પોકાર. ૩૧૧
ઘરમાંથી સહુકો સાંભલે, પણ બાહર નવિ કો નિકળે;
જાણે ઠગ ઠગવિદ્યા કરે, નિકળે બાહર તે નિશ્ચે મરે. ૩૧૨
કુંહણી સુધી બાંધ્યા હાથ, પોહોંચા વાઢી લીધા સાથ,
ગયો રાજમાં વેગે કરી, હિમ્મત આપ રૂદેમાં ધરી. ૩૧૩
ઉઠ પ્રતિહાર રાજાપેં જા, ઠગ તણા બે પોહોંચા સાહ;
ઠગ બે બાજારે ઝાલિયા, તેહેનૂં નિશાન પોહોચા લાવિયા. ૩૧૪
વધામણી મનમાં ઝાલશે, સાંભલતાં શરપાવ આલશે;
મધ્ય બાજાર ભણી છે વાટ, બાંધ્યા ઠગ હલવાઈહાટ. ૩૧૫

દુહા

પ્રતિહાર ગયો (છે) રાજ્યમાં, મનમાં ઉલટ બેર;
કુંયરે અગ્યારા ગણ્યા, આવ્યો માસણ(ને) ઘેર. ૩૧૬

---

નાપેઃ કે. હિ નાપિ. ઘરમાંથી કે. ગરીબ જાણી. માહરા કે મુરખ. ૩૦૭ રાતે ઇ કે પરમાતે. જાળીયામાં કે. પટતરે. બે કે છે ૩૦૯ ફૂ. રેઇસ. લેઇસ. ખાય કે. ખા જાય કે. યા. ૩૧૦ કાઢિયા કે. કાઢીયો વાઢિયા કે વાઢીયો. ખાંધ કે. ખંધ મોહોકમ૦–કે બાહારથા બંને બાધા બધ ૩૧૧ ઝાલ્યા૦–કે. દુખ પાંમા આબ બે સાથ. માહે૦–કે. પાડે બુંબ કરે પોકાર. સાલો સાલો રે ઠગ છે બાહાર. ૩૧૨ તે ફૂ. તો. ૩૧૩ રૂદેમા હિ દેહમાં ૩૧૪ સાદ ફૂ. સા; કે. માદા. ૩૧૫ સરપાવ

પ્રતિહારે જઈ પ્રણુમિયો,¹ રાજા ચતુરસુજાણુઃ
હલવાઇઉં હાજર કરયા, ઠગ તણુા બે પાણુ. ૩૧૭
બાંધ્યા છે બાજારમાં, કોઈ નથી તિહાં પાસ;
ગરજ હોય જો રાયને, (તો) આણે આપણે વાસ. ૩૧૮
સાંભલતાં સુખ ઊપનૂં, સેવક સાચ્ચૂ સંભલાય;
બાંધો જઈ ઠગ બેહુને, હવડાં હજુરે લાવ્ય. ૩૧૯

## ચોપાઈ

કહેતામાં ધાયા દશવીસ, અંતઃકરણુમાં આણી રીસ;
બાર ઉઘાડી પેઠા માંહ, પોકાર કરે હલવાઈ જાંહ. ૩૨૦
'અમે,' 'અમે,' ઘણું એક કરે, હુકમ રાયનો કોથી નવિ ફરે;
ઠગ તણુા રાજા તે જાણિયા, ધાડે બંધ બાંધી આણિયા. ૩૨૧
કરે વિલાપ ને અધિકૂં રૂઈ, હાથથી રુધીર ટીપે ચુઈ;
રાજદ્વારમાં ઉભા કર્યા, સેવક રાવ્ય પાસે પરવર્યા: ૩૨૨
જાયો જુયો રાજાજી ! તમો, ઠગ બે બાંધી આણ્યા અમો;
હુકમ રાવણો સીર લિજીઇં, કહો તે દંડ એહને દિજીઇં. ૩૨૩
તવ બોલ્યા પૃથવીપતિ ધણીઃ હવડાં નિદ્રા આવે ઘણી;
ઉંચે ચરણુ ને હેઠૂં શીશ, બાંધો જ્યાર ઉગમતે દિશ. ૩૨૪
ભરી સભા સહુ બેસે જિહાં, આણી હાજર કરજ્યો તિહાં.
કહી મહેલમાં મહીપતિ ગયા, ઠગની સુલમાં સેવક થયાં. ૩૨૫
રાય હુકમ કર્યો તો જિમ, બે ઠગ બાંધી મૂક્યા તિમ. ૩૨૬

---

1. હિ. સીરપાઓ. ૩૧૭ હાજર કરચો કે. ક્લા અમો. ૩૧૮ આણે ફા. આવ્ય. ૩૧૯ સભલાવ્ય કે. હિ. કાહાવ્ય. બાંધો૦—કે. બાંધી લાવ્ય બેજારથી. હવડાં કે. હેવે. ૩૨૦ અંતઃકરણુમાં કે. રૂદયા સાથે. ૩૨૧ ઠગ૦—ફા. ઠગ રાજા તણા જાણીયા, ધાડે બાંધીને આણીયા. ૩૨૨ ફા. રૂધીર ટંપે. સેવક કે. ખાસા સેવક. રાવ્ય પાસે હિ. ખાસા માંહે; કે. પુરમાં. ૩૨૩ જાયો જુયો કે. જીવો ઘણું. બ કે. છ. રાવલો સીર; ફા. શીશે રાય. ૩૨૪ ઉગમતે કે. હિ. ઉગે તિહાં. ૩૨૫ બેસે કે. હિ. બેસીસુ. ૩૨૬ હુકમ ફા. હુસમન. બે૦—કે. કરે સેવક સવાયું તેહ.

### દુહા

રયણી વીતી રંગમાં, પેહે ફાટયો પ્રભાત;
બાંધ્યા ઉજેણી નગ્રમાં, વાઈ ચાલી વાત.
ઠગ હલવાઈઈ ઝાલિયા, ઉલટ અંગ ન માય,
ઘેર ઘેર બાહર થકી, ખલક જોવાને જાય ૩૨૮
વિક્રમ રાયે સભા કરી. બેઠો માનવ ઇંદ્ર,
શોભે દીપક રમણીઈ, જિમ તારામંડળ ચંદ્ર ૩૨૯
વિપ્ર વેદધ્વનિ કરે, થાય પ્રભાતિ રાગ,
મળી અઢારે મેદની, નહિ તલ ભૂમિ માગ. ૩૩૦
એટલે આણી ઉભા કર્યા, હલવાઈ બે ભ્રાત,
રાજાઈ નીરખણુ કરી, કઉતક સરીખી વાત. ૩૩૧
લાવ્યા સમીપ સભા વિષે, નિરખે નરપત નાથ,
જુઈ તો હલવાઈ છે, છેદા દિસે હાથ ૩૩૨
શીઘ્ર છોડો રે સેવકો! દુખ ન દેસ્યો કોઈ,
એ તો માહેરા ઘર તણા, ખાસા હલવાઈ હોય. ૩૩૩

### ચોપાઈ

છોડાવી બેસાર્યા પાસ, કર ફેરવ્યો દીધી આશ·
કહો ભાઇ! કિમ એમ જ થયું, ડાપણુ તમારૂં તે કિહાં ગયૂ? ૩૩૪
તુમે કિમ છેતરાયા ગયા? હાથ વઢાવી કુંઠા થયા?
સ્યુ કૌજ આવી'તી તાહ? ધાઈને પેઠી ઘર માહ. ૩૩૫
કેટલો ઠગનો હુતો સાથ, જોરાવરીયે વાઢા હાથ?
શીઘ્ર વાત કહી પરવરો, પાટા પીંડી ઉશડ કરો ૩૩૬

૩૨૭ પેહે ફા. પેં ૩૨૯ વિક્રમ રાયે કે સિંહાસને ૩૩૦ વિપ્ર વેદધ્વનિ કે હિ વેદધુન્ય પડિત. ૩૩૧ રાજાઈ કે નરપતે કરી કે કઉ કઉતક સરીખી કે વીપરીત દીઠી ૩૨૨ ઉદા૦-ફા. દિઠા સર્વે સાથ હિ. દેખે સઘલો સાથ ૩૩૩ હલવાઈ કે હિ સામદ ખાસા કે સાચા ૩૩૪ કિમ એમ જ કે તમને સૂ કિમ કે હિ કાહા ૩૩૫ તુમે કે ચતુર હાથ કે કર કુંઠા કે. ઠુંઠા પેઠી કે હિ પેઠી'તી ૩૩૬

### દુહા

કહે હલવાઇઃ રાય! સુણુ, નથી કહ્યાની જાગ્ય;
અમારૂં ડાપણુ(ને) શાણુપણુ, તેહમાં ઉઠી આગ્ય. ૩૩૭
ઠગ તે જાતે એકલો, તેહેંમાં આગ્રી બુધ્ય;
અમે બાંધવ બે ડાહ્યા, પણુ ગઇ અમારી શુધ્ય. ૩૩૮
થોડામાં કહ્યું છું ઘણું, કહેતાં આવે લાજ,
હું જાણૂં છું ભેલશે, રાય! તમારૂં રાજ્ય. ૩૩૯
સભા સહુકો સાંભલો, રખે કોય ઘાલો હામ;
જે કહેશે ઠગને ઠગું, નહી થાય તેહેંનું કામ. ૩૪૦

### ચોપાઈ

સાંભળતાંમાં સહુકો હશા, બોલ તેહના મનમાં વશ્યા,
તે ગયા છે તેહેંને ઘેર, કરી ઉઘડ વેશડની પેર. ૩૪૧
કૌતુક ચાલ્યૂં બાધે ગામ, સહુ મેદની લાગી કામ;
રાજાને મન ચિંતા થઈ, ફરક આપ રુદેમાં રહી. ૩૪૨
રાજાઈ મન કર્યો વિચાર, ઠગ ઝાલતાં શી છે વાર?
આપે મન તેહમાં ઘાલશૂં, પલ એકમાં તે ઝાલશૂં. ૩૪૩
વળી જો કોઈ ઘાલે હામ, જોઇ કો કરી સકે (છે) કામ?
જોયૂં કો પેદા થાય છે, બેઠા સહુ મહિના ખાય છે. ૩૪૪
ભરી સભામાં બેઠા રાય, જુગતેરૂં જાચિક ગુણુ ગાય; ૩૪૫

### દુહા

બીડું બાસઠ પાનનૂં, કરૂં રાયજી તાંહ,
આપ્યૂં -હાથ પ્રધાને, ફેરવે સભા તે માંહિ. ૩૪૬

---

કેડલો૦–કે. સો પચાસ ઠગ હુતા પાસ, માહા જોરથી કરા નરાસ. પાટા૦–કે. પાટા પીડીનું કારજ કરો. ૩૩૯ હું જાણું છું કે આગલ જાતાં. ૩૪૦ જે૦–કે. કો કહે ઠગને જીતીએ તેહને પાસે આમ. ૩૪૨ ફરક કે. ફ્રીક. ૩૪૩ શી છે કે. શાંહાંની. પલ ફ્ર. ફ્લ, કે. ઘડી. ૩૪૪ જો કે. જોયુ જોઈઇ કે. સામટ. સહુ કે. નીત. ૩૪૫ જુગતેરૂં૦–કે. ગુણીજન જાચીક જસ બહુ ગાય. ૩૪૫ પછી કે. નો વધારોઃ– બીડુ બત્રીસ મેહેલીયું, વચન રાજાએ ટેહેલીયુ. ૩૪૬ ફેરવે કે. ફેરવું. ૩૪૭ જે તણે

જો રાણીજાયે હસ્યે, (તે) આવસ્યે માહરે ઘેર,
તાહરે હું તાં તેહની, કરૂં જે રુડી પેર. ૩૫૯

## ચોપાઈ

રાજાજીઈ તિહાં દીધાં માન, ભરી સભામાં આપ્યાં પાન,
આખા દેશમાં ચાલી વાત, ઇમ કરતાં તો પડી જવ રાતિ. ૩૬૦
વાત સાંભલી માલણ ગઈ, વીતક વાત તો તેહને કહીઃ
ગુણિકાના ઘર આગળ જશે, આજ ચોર તે સાબુત થશે. ૩૬૧
નાક છેદશે આંગુલ ચાર, એહેવો કર્યો છે તાંહ વિચાર.
તે સાંભલીને પાર જ લીધ, વિચ્યાર આપ રુદેમાં કીધ. ૩૬૨
દિવસ વહી ગયો જાહરે, કુંયર ચહુટે ચાલ્યો તાહરે;
નાંણી મનમાં બીક લગાર, જૈ ઢુંક્યો ગુણિકાને બાર. ૩૬૩
ઉઠ ઉઠ વધાઈ આલ્ય, રાજસભામાં વેગે ચાલ્ય;
તમને વેગે તેડે મહારાજ, ઠગ ઝાલી આણ્યો છે આજ. ૩૬૪

---

એહવૂ૦–કે. કેહેજો એવી વાક. ૩૫૯ કરૂં૦–કે કરૂં પરોણાગત પેર. ૩૬૦ કરતાં તો પડિ કે. કરને પડી છે. ૩૬૦ પછી કે.નો વધારો–

> કરે લોક વાતો એ તરત, આજ આવું એ ઠગનું મરત.
> અસીચરીત્ર કરીને એ ઘણી, નાર ઉતારસે તસ્કર તણી.
> બાંમણ ભાઈ થકી સૂં થાયે, પ્રેતભોજન તરપડી ખાયે;
> હલવાઈ બે હરામી ખોર, તેમણે કમ જીતાયે ચોર.
> ગુણકા છે એ લાયક લડ, લખ વસા ઠગને દે ડંડ.

૩૬૧ સાંભળી કે એહવી. માલણ કે. નગરમાં. વીતક૦–કે. તે માલણે કુંયરને કહી ૩૬૧–૧ પછી કે. નો વધારોઃ–રએ નીકળે બધવ રાત, માહા ભુંડી ગુણકાની જાત, ૩૬૧–૨ ગુણકાના કે. એહના આજ૦–કે. નાક વડાવી દુખીયો થશે. ૩૬૨ નાક૦–તે વનીતાએ કરો વીચાર, છેદે નાક તે અગુલ ચાર. ૩૬૩ દિવસ૦–કે. દીવસ ઘડી એક રહો જાહરે, કુંઅર જાવા તતપર થયો તાંહરે; હિ. અસ્ત રવી થયો જ્યાહેરે, વાટે કુંઅર ગયો ત્યાહરે. જૈ૦–કે. થયો આપે આસા બરદાર. ૩૬૩ પછી કે. નો વધારોઃ–ધસમસ કરતો ધીરજ ધરી, રહો બાહાર ગુણકાને

તે સભામાં ઉભો કર્યો, માટે તમે ત્યાંહાં પરવરો.
✓ સ્ત્રી માણુસમાં ઉછી મત્ત, માટે ગુણિકાઈ માન્યૂં સત્ય.
વહેલ જોતરી આણી તાં, ખેડુ કો નોહોતો ઘર માંહ;
કુંવર કહે હાંકી જાણૂં હૂં, સુખે વેહેલમાં બેસે તૂં. ૩૬૬
બેઠી પરદામાં કામિની, બે ઘડી ગઈ જામની;
વાટ મધ્યે હુતિ ધરમશાલ, બાલક ભણુવાની નિશાલ. ૩૬૭
સુની પડી તે વેલાં સહેલ, હાંકી કુંવરે તેમાં વહેલ;
હેઠાં ઊતરી બાંધ્યા હાથ, બાંધી ઉંચી ભારવટ સાથ. ૩૬૮
પોકાર કર્યો તિહાં નારે ઘણો, કોણ સોર સૂણે તેહ તણો ?
કમરબંધથી લોહ કાઢિયૂં, નાક અંગુલ પાંચેક વાઢિયૂં. ૩૬૯
અરે રંડા! ઉલખજ્યો તમો, રાજાજીના ઠગ તે અમો;
વિખવાદ કરશે તેહુને દંડ દેઈશ, ખુંચી રાજ્ય રાજાનૂં લેઈશ. ૩૭૦
મેશ ખરડ્યૂં બાધૂં અંગ, નહિ માણુસ બીજૂં કો સંગ;
છેદ્યા તેહ તણા બે કાન, રંડા! તૂ કરતી'તી તાન. ૩૭૧.

---

કરી ૩૬૪ વધાઈ હિ વધામણી. ૩૬૫ મટિ૦–કે સભા મધ્યે પ્રીતે પરવરો, ક્ર માટે તમને તેડવા પરવરો સ્ત્રી૦–કે.મા આ પક્તિને બદલે આમ છે –

આજ સૂકન બોલી હુ આપ, ઠગ ઝાલો તે તમ પરતાપ
સરપાયોમા સુખપાલ જ કરી, સભા મધ્યે ચાલો રહરી,
અમ્લ ઓછી તે માન્યુ માનુનીયે, જેહની બુધ વસે પાહાનીયે.
મીઠી વાતે કરી બહુ મત્ય, સરવે સ્ત્રીએ માંનું સત્ય

૩૬૬ કો કે તેહના હૂ કે અમો તૂં કે તમો. ૩૬૭ બે કે બેક ૩૬૭–૧ પછી કે નો વધારો –કુડી વાછ તે કરે કોણ ફોક, નીકસે નહીં વાટે કો લોક. ૩૬૮ સુની પડી કે સુના તે સહેલ કે. મેહેલ, તેમા ક્ર તેવામા; કે તેણી વાટે ૩૬૮ પછી કે નો વધારો –

અરે હવા હાક છે કાહે, સુની નીશાલ ધરમશાલા માહે;
ઝાલી કેશ નાખી તે હેઠ, સૂ ચારે નારીનૂં નેટ

૩૬૮–૨ ઊતરી કે હિ ઉતારી. ૩૬૯ તિહા નારી કે કામનીયે પાચેક ક્ર પાચ તે; હિ. ચારેક ૩૭૧ રંડા૦–કે વરસ્યો કીધો તેહનો વાન, હિ વાડા હોઠ

વાઢ્યા હોઠ આગળથી ઘણા, દીસે દાંત મહા બીહામણા.
એહેવી કીધી તેહેની પેર, આવ્યો આપ પોતાને ઘેર. ૩૭૨
વિલાપ કરીને ગુણિકા રૂઇ, તેહેની ખબર તે કુણ જ જુઇ.
રવિ ઉદે થયો જવ કાલ, ભણવા આવ્યા નાના બાલ. ૩૭૩
દીસે છે કે શીકોતરી, બાલકને ખાશે છેતરી.
પાડી બુંબ ને નાશી ગયા, લોક એકઠા બારેં થયા. ૩૭૪
વિકરાળ ભયાનક તેહનું રૂપ, જાણ કરો જઈ વિક્રમ ભૂપઃ
'વેશ ડાકણ ને ભુંડી નારિ, છેદૂં દીસે (છે) એહેનું નાક.' ૩૭૫

---

ચાવ્યાં'તાં પાન. ૩૭૨ વાઢ્યા૦—હિ. આગલ વરુઆ દીસે ઘણા. ૩૭૨—૧ પછી કે. નો વધારોઃ—

ઉચી બાધી હલી તેહ, કરો નગન દધણીનો દેહ.

૩૭૨—૨ એહવી૦—કે. કરું કારમું છેક કરૂપ, આવો ભુવન તે બારે ભુપ. ૩૭૩ રવિ૦—કે. પેહે ફુટે થયો પ્રાતુસ્કાલ. નાના કે. બહુ. ૩૭૩ પછી કે. નો વધારોઃ— તેહને દેખી બીના સહુ, બાહર થયા એકઠા તે બહુ. ૩૭૪ એકઠા બારે કે. હજારો ઠામે. ૩૭૫ જાણ૦—ચયું જાંહાં વીક્રમ ભુપ છેદૂં૦—કે ખાતે બાલકની ખાનાર, હિ. માહા પ્રાછીત કેરી કરનાર. ૩૭૫ પછી કે. હિ. નો વધારોઃ—

વરુવી પંતરી આવી દેશ, માહા ભુંડો છે તેહેનો વેશ,
હુકમ રાવલો લીજે શીસ, હુકમ હોય તો છેદું શીશ.
કરુ કહુ તે એક કામ, રખે મારો નગરમાં ઠામ.

દુહો

રાયે કેહેઃ સેવક સૂણો, દસ વીસ સાંપ્રદ થયો,
જઈ ઝાલો શીકોતરી, શમશાને લેઈ જાયો.
ખોદો ભૂમી ખાડસૂં, ડાટો અરધૂં અંગ,
અંન પાણી કે માનવી કોયે ન રહેશો સંગ.
સૂણતે સેવક સજ થયા, ઝુટે ઝાલી નાર;
હુકમ કરો જમ રાયેજી, લેઈ ગયા તે ઠાર.
શા માટે મુજને હણો? માહરૂં ગુણકા નામ,
ઠગ આવ્યો છે ગામ માંહે, કરી ગયો તે કામ.

### દુહા

જાયો શીઘ્ર, લાવો અહીં, જોઈએ તેહનું રૂપ,
સુણતે સેવક સજ્જ થયા, હુકમ જ દીધો ભૂપ. ૩૭૭
કાઢી કામિની માહે થકી, તેહનું શ્યામ શરીર,
રાય આગલ ઉભી કરી, નયણે ભરિયાં નીર ૩૭૭
વિકટ રૂપ બીહામણું, દીસે વિરૂપા વાન,
દીસે દંત તે હોઠ વિણુ, છેદ્યાં નાક ને કાન. ૩૭૮
રાજા કહે: શું નીપનું? વીતકના ગુણ ગાયો,
સંખેપે સાચું કહો, (પણ) મુખ આગળથી જાયો. ૩૭૯

મહારાજા! શું પૂછશો, માહેરા કર્મનો વાંક,
રાજા! બેવગે ગજાયને, વાગ્યો આડો આંક. ૩૮૦

કૌતક જુઈ, હાંસી કરે, તાલી પાડે લોક,
પેટ ન દુખે (તે) શો રંઘ? (જેહને) દુખે તેને શોક ૩૮૧

---

સેવક કહે સુણ શાકણી, ન લોપું રાયની આણ,
ભાગ ભલે જો તાહરા, તો તો કરૂ જઈ જાણ
ખવક જેવા સહુ ઉમટી, પણ પાસે નવે કોયે,
વીકરાલ વદન દેખી બીહે સાચી શાકણ હોયે
કો રેણું, કો કાંકરા છેટે રહીને દૂર,
જુવતીને જોવા સંચરે જમ સાગરનુ પૂર
સાહીને સેવક વલા, આવા રાજદવાર,
મહારાજ! મહીપત જવો ધનૂ લો લાખીણો જુહાર
સાહી તે શાકણ અમો, કૌતુગ ચાલ્યુ ગામ,
વનીતા કહે હું નહી વંતરી, માહરૂં તો ગુણકા નામ
જમ હુકમ હોયે રાવલો, તેહવી કરીએ પેર
કહો તો આહાં હાજર કરૂં, સહુ અચરતે પેર
મહીપત વીચારં મન વીષે, સહુ ઠગી ગયો એ ઠાક
કપટ કરીને ઉદ્ધીઉં, કીને છે એ નાક

૩૭૭ શરીર માંહથી કે. હિણભાગી રાયે કે. અધીપત ૩૭૮ છેદ્યા હિ. છેદીયા કે. કાપા. નાકને કે. દીસે ૩૭૯ રાજા કહે કે. નારીએ ૩૮૦ પૂછ્યો મહારાજ કે.

### દુહા

વિક્રમ કેહે વજીરને, સત બોલ તૂં આપ;
તેહેંમાં ખેદ કરૂં અમો, (તો) બ્રહ્મહત્યાદિક પાપ. ૪૦૦
રાખીશ માં કાંઇ ખરૂખરો, ઉપજશે મુજ નેહ;
શિવ સમેત સાક્ષી સભા, કેહે મન ભાવે તેહ. ૪૦૧
સભા સહુકો સાંભળે, તમ કહે પરગટ આજ;
પછે તાહારી ને માહરી, ઇશ્વર રાખે લાજ. ૪૦૨
રીજૂં પણ ખીજૂં નહિ, સણું વિવેક વાક;
જુઠ્ઠુ કેહે તૂં તેહમાં, તો શ્રી સૂરજ સાખ. ૪૦૩

### ચોપાઈ

સમ દીધા માટે સાંભળો, કહું મુકી મનનો આંબલો;
પરથમ નૌકામેં નરખૂં આંહ, વિચાર કરો આપે મન માંહ. ૪૦૪
હું જાયૂં નૌકાને સાથ, કદાચ એ આવે જો હાથ;
એહેવૂં કહી લાલચમાં પડો, ઘાટ માહરા મન સાથે ઘડો. ૪૦૫
કદાચ તાંહાં ગયે હું મરૂં, તો નૌકા નારીને શું કરૂં;
તાર કેડે આવા વડવીર, (મેં) નૌકા દેખાડું સાગરતીર. ૪૦૬
કેહેતામાં તમો ઝંપાવિયું, સરવે હાથ તાહરે આવીયૂં;
તે મુને દેખાડૂં દ્રષ્ટ, તેહેનૂં માહારા મનમાં કષ્ટ. ૪૦૭
હું વાહાલો ન કરત જો દેહ, તો લેતો માલખજાનો એહ. ૪૦૮

### દુહા

તે દુઃખે ઝુરૂં અમો, મેં વાહાલો કીધો દેહ;
જો પડત નૌકા વિષે, તો દૂધે વુઠા મેહ. ૪૦૯
પ્રશ્ન યોગે પડો નહી, જો હિમ્મત આણુન ધરે;
નૌકા વૃક્ષને નારિયો. તે સરવે લાવત ઘેર. ૪૧૦

---

૪૦૧ રાખીસ. ૪૦૨ માહરી માહારી. ૪૦૩ રીઝું. ખીજું. ૪૦૪ કહુ ૪૦૬ દેખાડું. ૪૦૯ દુધે. ૪૧૦ હીમત.

મહીપત એ છે માનવી, નથી સીંગ શીરપાંચ;
પડતો તો એ લાવતો, નાવત ઉંડુની આંચ. ૪૧૧
વસ્ત પડો હોયે વાટમાં, જે પેહેલો મારગ જાગે;
તે હાથ તેહને જડે, શૂ અચરત તે માહે। ૪૧૨
દોષ કોહોને દેતો નથી, સભાલૂ છૂ હૂ કરમ,
હવે જે આશા કરૂ, તે નહિ માહારો ધરમ. ૪૧૩
ભરતામાંહે ભરે સહુ, તેહની શાની તાંત;
જેણે મન ચલાવિયૂ, આવ્યૂ તેહને હાથ. ૪૧૪
એહવો શોચ મેં તાંહા કરો, ન લહો મોટો મરમ;
હઈડું હાથ રહૂ નહિ, થઇ ગયૂ ચિત્ત ભ્રહ્મ. ૪૧૫
તેહ શોભા વખાણુતે, હવડા ઘેહેલો થાયૂ.
માટે ગગાનીરમા, ઝપાવાને જાયૂ. ૪૧૬
શીદ ઝપાવે હદેમા? શીદ ધરે છે લાજ?
તાહાથી મેં મનમાં ધરૂ, જે સરવે તાહારે કાજ. ૪૧૭
ત વેળા તેણી ઘડી, તેહ સભા તે ઠાર;
સોપૂ સરવ પરધાનને, ક્ષણુ ન લાગી વાર. ૪૧૮

ચોપાઈ

રાયે હાથ ઓપો'તો કોલ, બોલી ન શકી તે કો બોલ;
છે ઝાઝૂ પણુ સક્ષેપે કહૂ, પરાક્રમ લખ્ય લોકે લહૂ. ૪૧૯
જુડો જણુ જુદૂ જાણુશે, અન્યાઇયો અતર આણુશે,
રામ કથા રસ પરમ પવિત્ર, વારૂ રૂડુ વિક્રમ ચરિત્ર ૪૨૦

દુહા

વિક્રમમહિમા સાંભળે, આણીને મન નેહ;
પાતિક તો પ્રને થશે, દાન ભુધ રહે દેહ ૪૨૧

૪૧૩ દોસ આસા ૪૧૫ નહિ–નહુ ૪૧૬ વીખાણુતે ૪૧૮–સોંપુ ષણૂ ૪૧૯ સહી સંપેપે મ્હુ–બહુ ૪૨૦ વારૂ રૂડૂ ૪૨૩ નદી–તે, પણુ અહીં 'નહીં'ની જરૂર છે

વ્યાધ શોક પીડે નહિ, ગ્રહ પીડણ નવ થાયે;
ઈશ્વર તો કરણા કરે, જે શીખે સાંભળે ગાયે. ૪૨૨
કથા સૂણીને જે કરે, અન્ન, વસ્ત્ર, દીપ, દાન;
નહીં નાગો ભૂખો રહે, માત હરસિદ્ધનું માન. ૪૨૩
એહવો જો પ્રાક્રમ કરો, તો તો ધરજો પાય;
નહિ તો દાંડી પૂજજો, પ્રીતે પરદખણાય. ૪૨૪
એહવું કહીને પૂતળી, ગઇ આપે આકાશ;
એહ કથા પૂરણ હવી, કહે કવિ સામળદાસ. ૪૨૫

ઇતિ નૌકાની કથા સંપૂર્ણ

**ઈતીશ્રી** સીંહાસન બત્રીસે વીક્રમ **ચરીત્ર કવી** શ્રી શ્રીગોડમાલવી શ્રીનગરવાસી ત્રીવાડી વીરેસ્વરસૂત સામલદાસ૭ **વીરચીતાયાં** પંચદશ* કથા સપુરણ શ્રીરસ્તુ શ્રી સ્તુ.

---

## વાર્તા ૧૫ મી મૈના–પોપટની, પુતળી વૃંદા

### ચોપાઈ

શ્રી ગણપત્યના પૂજું પાય, શુદ્ધ બુદ્ધ સ્વામી રૂડો રાય;
સિદ્ધિદાતા સુખ દેયણ દેવ, શુભ કામે સદા શુભ સેવ. ૧
શુભમતિદેયણ તું સરસ્વતી, મયા કરી દ્યો નિર્મળ મતિ;
કરો કૃપા રસના જાહરે, કરૂં ગ્રંથ ગીરૂપો તાહરે. ૨
સહુ કવિયાં આગળ કરજોડ, કહું કો રખે દેતા ખોડ;
ગણ અખ્યર ભણું નહિ ભેદ, ક્ષણમાત્ર ન કરશો ખેદ. ૩
વાયુવશે તરણ જિમ જાય, (તિમ) કહેવામાત્ર છે માહરી કાય;
કરતા હરતા ઈશ્વર આ, ખરી વેદ પુરાણે છાપ. ૪
આરાધન ધિંગડમલ તણી, ધોળી ધજાતણો જે ધણી;
એક સમે શ્રી ધારાધીશ, સમરણ કીધું શ્રી જગદીશ. ૫

---

* આ કે. પ્રતિની વાર્તાની સંખ્યા દર્શાવે છે. બાકી મૂળમાં તેમ જ અન્ય ૬ વ પ્રતોમાં આ વાર્તા ચૌદમી છે. ૫ ધીંગડમલ.

ભોજરાજ ભારે ભડભૂપ, અતુલ તેજ અધિક તનુરૂપ;
ભાગ્ય પોતાને મન ભાવિયો, લાખીણું આસન લાવિયો.
હરખ ધરી ઘણું મનહેત, બેઠો ભૂપત સભા સમેત;
જોઇશ મુહુરત રૂડો લાગ, જુગતે માંડે જમણો પગ.
સહેજે સ્પર્શ કરે જેટલે, વૃંદા વાણી કહે તેટલે;
ભૂપતિ ભોજ! મ કર તૂં ભાર, વિક્રમ સરીખો નહી દાતાર.
પારકું દુઃખ દેખી દિલદાઝ, પરકાજ કરે તન તાજ્ય;
તેહવા થાઓ તો પાયજ ધરો, નહિ તો પ્રીતે પૂજા કરો.
પગ ખેંચી જોઆ બે પાણ, કહે વિક્રમમહિમા ગુણવાણ.

દુહા

વૃંદા કહે વિક્રમ સુણો, હેતે સુણો તમે કાન;
પ્રીછી જુવો પુરાણમાં, જેહ લખ્યાં છે પાન.
હું જાણું તે હું કહું, મુકે મુઠી જેમ;
એહુ બાંધાં અરણવ વિષે, તેહ પ્રકારે તિમ.
ઉજ્જેણી અતિ રળીયામણું, નવતેરી નિજ નામ;
પવિત્ર ભોમી તીરથ તપે, ગુણસાગર એ ગામ.
મહાકાલેશ્વર મહાજતિ, શકિત સાચી હરસિદ્ધ;
બાવનવીર ઉભા આગળા, અષ્ટસિદ્ધિનવનિધિ રિધ.
ગુણવંતી ગંગારૂપી, ક્ષિપ્રા[15] નિરમલ[16] નામ;
અખિપત્ત ઉજ્જલ અતિ, ઘણાં કરે નિત કામ.
દુઃખ ન વ્યાપે દેશમાં, સુખ સાગર પૂરપેર;
લીલા લેહેર લખમી ઘણી, મહીપતિ મનમાં મેહેર.
આનંદ નિત્ત નિત્ત અતિઘણો, નહી એક વાતની ન્યૂન;
સહુ લોક એહવૂં કહે, જે કરીઈ ઝાઝાં પુન્ય.
એક સમે રાજા ચઢ્યો, સેના સહિત શિકાર;
દેઇ દદામે દુદુભી, અલખત અપરંપાર.

---

૬ ભાવીયો લાવીયો ૯ દીન. ૧૧ સુણો. ૧૬ પુર. ૧૭ ન્યૂન. ૧૮ સકાર.

અશ્વ અધિપતિ ખેડિયો, ગયો એકલો વન;
બીજે મારગ સેન્યા વળી, કોય ન જાણે અન્ય. ૧૯
દવ બળતો દીઠો તિહાં, રાજા પોહોતો તાંહ;
નાસે જનાવર દહો દિશા, મહીપતિ પોહોતો માંહ. ૨૦
કૌતક દીઠૂં કારમૂં, રાજાઈં તે દીશ;
પોપટ એક છે પીળડો, રાતિ મણી છે શીશ. ૨૧
નાહ્યો જઈ નદી વિષે, ધરયૂં ઇશ્વરનૂં ધ્યાન;
દવમાં પડવા દિલ ધરયૂં, મનસા સિધે માન. ૨૨
વિચાર કર્યો મન વિક્રમે, સહુ પંખી નાઠા જાય;
પોપટ કિમ પાસે રહ્યો, એ તો અચિરજ થાય. ૨૩
સ્તુતિ કીધી તિણે સુરજની, પડે અગ્નિમાં જિમ;
માં માં કહીને તે સમે, સહસ્ર દીધા છે સમ. ૨૪
ઈશ્વર આણુ દ્યૂં તુને, રામ દુહાઈ રાખ્ય;
જો તૂં પડે દવ વિષે, તો શ્રી સુરજની સાખ્ય. ૨૫
પોપટ તો પડતો રહ્યો, બેઠો વિક્રમને હાથ;
શા માટે તમે સમ કર્યા? બોલ્યો તેહને સાથ. ૨૬
જા મારગ તૂં તાહરે, પરવરો પોઢે પંથ;
હૂં માહારી હુંસે બળૂં, તાહરે શાની ચિંત? ૨૭
સત્યવાદી કહે શુક સુણો, આપ હત્યા કરે આજ;
કીયાં છૈયાં પરણાવવાં, કીયૂં ખોઉં છે રાજ? ૨૮
કીયાં વાહાણુ જ બુડિયાં, કીયો ખોહ્યો વેપાર?
કીયાં કલંક માથે ચઢે, કીયો પડે તુજ માર? ૨૯
વનમોંહે ચારો ચરો, પીયો નીવાણે નીર;
કીયાં દુઃખથી દેહ તજે, સહજ વાતે શરીર? ૩૦
પોપટ કહે પૂછ્યા તણો, તાહરે શાનો અરથ?
દુઃખ જાણી શૂં પામશો? ગાંઠ નથી કાંઈ ગરથ. ૩૧

૧૯ ખેડીયો. ૨૨ ધરયુ. ઈશ્વરનુ. ૨૫ દ્યૂ. ૩૧ શું આલીયા પુછ્યા.

જે કામે તમે આવિયા, તે કામ કરી તમે જાઓ;
પાવા દો મુને પાવકે, ખોટા સમ શું ખાઓ?
આપ દુઃખ જે કો કહે, તેહનું મુરખ નામ;
સંભળાવીને શું કરી શકો, આપે મહારૂં કામ?
વચન દીધું તે વિક્રમે, લે સાત પરીયાંનો કોલ;
ભાગું સંકટ તાહરૂં, સત્ય બોલે તું બોલ.
ઇશ્વર આણ સાચું કહે, દિલનું કહેને દુઃખ;
ગમશે જો ગોવિંદને, તો સહેજે કરૂં હું સુખ.
પંખી કહે પૂછું અમો, પ્રથમ તમારૂં નામ;
કીહાંથી આવ્યા કુણ છો? કિમ આવ્યા વન ઠામ?
નગર ઉજ્જેણીનો નરપતિ, વિક્રમસેન વડવીર;
સેવક ગૈબ્રાહ્મણ તણો, ધરમ વાત દઢ ધીર.
સંભવ રમવા શકારને, આવ્યાતા આ વન;
અશ્વ ખેંચી ઉભો રહ્યો, તજતો દીઠો (તું) તન.
આદ્ય અંત ઉતપત લગી, કહે તું વીતક વાત;
સુખ કરે તુજને સહજમાં, જે માહરી હરસિદ્ધ માત.

## ચોપાઈ

કહે શુક: સાંભળ મહારાજ, કહું મારા દુઃખ કેરૂં કાજ;
અથઇતિ તણી કહું કથા, જે મુજને વીતી છે જથા.
રાજગ્રહી નગરીનો ભૂપ, ભૂપતઅરિંદમ એક ભારે ભૂપ;
તેહ નગરમાં શેઠ સુજાણ, પદમચંદશા નામ પ્રમાણ.
પુષ્પચંદ તેહનો સુત હોય, બત્રીસ લક્ષણો જુગતે જોય;
તેહને મુજશું અધિકી પ્રીત, વિનોદ વાત કહું બહુ રીત.
એક સમે બેઠા એકાંત, કરી વાત ભાગી મન ભ્રાંત;
વિધાતાએ લખ્યૂં કિહાં હશે, માહારો વિવા તે કિહાં થશે?

૩૮ સકારનો. ૪૧ શેઠ.

### છપ્પય

સો કાયર એક શૂર, નાસતાં તે પણ નાસે,
સંગત જેહને જેહ, તેહને વળગે પાસે;
કાજળ કોટડી માંહે, તિહાં કાલા થઈ બેસે,
અડે રેખ કે રાંગ, રેખ પણ બીજું બેસે;
કામની સંગ કામી પુરુષ, કામવશ થાઈ સહી,
સામળ કહે સજ્જન પુરુષ, નારી નેહ કરવો નહી. ૫૬

### ચોપાઈ

તે પોપટને વ્યાપ્યો કામ, ચૂક્યો ચિત્તથી તેહેને ઠામ;
જોરાવરી કર્યું તે જાર, કોપી તે તિહાં મેનાં નાર. ૫૭
પ્રાતરકાલ થયો જાહરે, સહુકો સૂતાં ઉઠાં તાહરે;
લીધી નારીઈ મેના હાથ, શેઠ બોલ્યો પોપટને સાથ. ૫૮
એક એકને પ્રીત છે ઘણી, બોલાવા માંડી આપણી;
તાહરે મેના બોલી તાંહ, બેઠી નારીના કરમાંહ. ૫૯
ગુજ્ય વાત નારીને કહી, રાતિ સમે વીતક જે થઇ;
જો પોપટને મારે તું, તો તાહેરે ઘર જીવું હું. ૬૦
માહરા વર્તનૂં કીધું ભંગ, અભડાવ્યૂં અમારૂં અંગ;
એ પોપટને શુળી ઘો, નહિતર માહેરી હત્યા લ્યો. ૬૧
કારણ રાતિતણૂં જે લહ્યું, નારીઇ શેઠ આગળ કહ્યું;
તમને પોપટ વાહલો ઘણો, અન્યાય પડ્યો એહ તણો. ૬૨
તોલા ન્યાય અમ એ આક, બિમાં તે કહો કુહનો વાંક;
નરનારીમાં કુણુ જ લંડ, દેવો ઘટે તે દ્યોને દંડ. ૬૩
શેઠ કહેઃ શુક! સાંભળ વાત, સત્ય કહે શૂં વીત્યુ રાત ?
આપણુ બે છૂં ઇહાં એકાંત, સુખે કહે ન રાખીશ ભ્રાંત. ૬૪
કહે પોપટઃ સાંભળ મહારાજ ! વાત કરતાં આવે લાજ;
રાતિ એક એ પાસે રહ્યો, પ્રેમદાને કામ પેદા થયો.

---

૫૭ મીના। ૬૪ સત્ય શેઠ. ૬૫ સાભળરે

હાવભાવ કટાક્ષ જ કરી, મુજને તો લીધો છેતરી;
નારી આગળ શું નરનું જોર ! કીધો ચતુરાઈ મુજને ચોર. ૬૬
નારી આગળ થાઉં સતી, વાંક તો નથી અમારો રતિ;
કહે શાહ: શેઠાણી સૂણો, શા અવગુણ ભેદાવણ ભણો ? ૬૭
તમારી મૈનાનો બહુ વાંક, ચુકવ્યો માહરો પોપટ રાંક;
જુવતી જુઠી નિશ્ચે હોય, પુરુષ વાંક ન કાઢે કોય. ૬૮
શેઠાણી કહે: મેના સુંદરી, કંથ આગળ મુને જુઠી કરી;
કહે સારિકા પૂરણવેર, પુરુષ ભૂંડા છે ઘેરે ઘેર. ૬૯
નરનારી સાચું સાંભળો, મુકી દ્યો મનનો આંબળો;

## (પુરુષ જાતિની દુષ્ટતા)

ભૂંડા પુરુષતણી કહું વાત, જુઠી જાણો નરની જાતિ. ૭૦
લખનોર એક છે લાયક ગામ, નરસિંઘ નરપતિનું નામ;
લખેશ્વરી મહી ધનશા વસે, ધનક્ષય નામે તન એક તસે. ૭૧
પુષ્કર પાટણનો રાજન, શુભ સકોમલ તેહનૂં મન;
મલુકચંદશા મોટો શેઠ, પ્રેમાવતી પુત્રી છે પેટ. ૭૨
ધનક્ષય સાથે વિહવા કીધ, શ્રીફળ સોંપી કીધો સિદ્ધ;
કુલાચાર રાજસગુણ રીત, પરણાવ્યાં વરકન્યા પ્રીત. ૭૩
મીનારક પડૂં તે પેર, કન્યા રહી પિતાને ઘેર; ૭૪

### દુહા

વરતણો પિતા મુયો, ગયો વણજ વ્યાપાર.
કપુત ઉઠયો કુલક્ષણો,, અવગુણ અપરંપાર. ૭૫
રમે જુવટૂં રોકડે, ગુણિકાને ઘેર જાય;
દામ સહુ દહૅવટ ગયો, કપુત પણાનો રાય. ૭૬
વેચ્યાં મંદિર માળીયાં, વેચ્યાં વસ્ત્ર શણગાર;
વેચ્યા ચોપડા ચિત્તથી, ખોલ્યો નગરમાં કાર. ૭૭

---

૬૯ શેઠાણી ૭૩ વીહવા. ૭૭ ચિત્તથી.

અન ન મળે ઉદરભરી, ન મળે દમડો દામ;
અન્યાય અધરમ ચાલે ઘણાં, કરે નિત કૂડાં કામ. ૭૮[^1]
દામ જતે દુનીયા ગઈ, ગયું સગપણ સરવ સાથ;
અકલ બુધ્ય આગળ ગઈ, આવી અધિક અનાથ. ૭૯
ગયો ગામ સસરાતણે, તેહને દીધાં માન;
ભલે શેઠ પધારિયા, આપ્યાં ફોફળ પાન. ૮૦
વસ્ત્ર વિવિધ કંઇ ભાતનાં, ખાનપાન રિધ્ય રીત;
જામાત્ર જાણીને જુગત શું, પૂરણ કીધી પ્રીત. ૮૧
રાખ્યો પૂરણ પ્રીત શું, પૂરણ એક જ માસ;
સાસરવાસો સજ્જ વર્યો, અતિ આનંદ ઉલ્લાસ. ૮૨
શ્યામા વોલાવી સાસરે, કોડ સાથે કંથ;
કોઈ બીજનું કેડે નહિ, પરવરિયાં પોઢેપંથ. ૮૩
શોભા તે તો છે સતી, શિરોમણુ સુંદર રૂપ;
પ્રતિપાલક પતિની કરે, ભક્તપણુ કેરી ભૂપ. ૮૪
વીસ દિવસ થયા વાટમાં, અરણ્વ આવ્યું એક;
વિચાર કરો મન વાણીઈ, વિપરીત છે જીવ વેક. ૮૫
દેવૂં માથે દોહિલૂ, રહેવા નહિ ઘરસૂત્ર;
ચરચા જોશે ચિંતની, આ નગરશેઠના પુત. ૮૬
લાજ જશે મુજ લોકમાં, કરશે કામની વાત;
મૂજ ઘેર નહિ રહે માનની, જાણુશે એહનો તાત. ૮૭
કંથ કહે; સૂણુ કામિની; આપ્ય મુને શણુગાર;
વાટે વિઘનજ હોઇ ઘણું, તસકર અપરંપાર. ૮૮
ઘરાણ્ાની ગાંઠડી, રાખી પોતા પાસ;
પાલેં પંથેં પરવર્યો, પ્રેમદા પુઠેં પાસ. ૮૯
મહા વનમાં એક કારિમો, મોટો આવ્યો કૂપ;
પાણી પીવાને મરો. ભામિની સાથે ભૂપ. ૯૦

[^1]: ૭૮ દુહા.

કાઢે પાણી કામની, પીયો કંથજી! આંહ;
કોટ ઝાલીને, કામની, નાંખી કૂવા માંહ. ૯૧
નાહો નગર તે નર ઘણું, પ્રીત પાપની પેર;
કેટલે દાઢે આવિયો, ઘણો પાપી તે ઘેર. ૯૨
કાંયક ખોહ્યું જુવટે, કાંયક દેવૂં દીધ;
કાંયક ગુણિકાઈ હર્યૂં, લખણે લાલચ કીધ. ૯૩

## ચોપાઈ

કામની તેહ કુવામાં પડી, ઘણૂં દુઃખ પામી છે તે ઘડી;
સંકટ પડી તે ન જાઈ કહી, થોડૂં પાણી તે બુડી નહિ. ૯૪
પ્રલેકાળ તણી છે આંચ, દોહીલે દિવસ ગયા છે પાંચ;
વટેમારગુ તે બારણે, આવ્યો જલ પીવા કારણે. ૯૫
દીઠી નારી કૂપે પડી, તે તતક્ષણ કાઢી તેહ જ ઘડી;
દીઠી રૂડી રાજરતન, પૂછ્યૂં તેહનૂં ઠામ વતન. ૯૬
ગામ નામ પિતાજિતણૂં, ઘરજશ જાણીતૂં છે ઘણૂં;
દેહદુઃખ વેઠંતાં જાય, પીહર નગર પોતાના માંહ. ૯૭
મલિન વસ્ત્ર, ને દુર્બલ દેહ, નારી ઉપર સહુને નેહ;
વેગે કરી વધામણી વાત, હરખ્યાં માત તાત ને ભ્રાત. ૯૮
એકલી તૂં કિમ આવી પંથ? કિહાં ગયો કામિની તુજ કંથ?
કિહાં ગયા તાહરા શણગાર? કિહાં ગયાં ભર્યાં વસ્ત્ર ભંડાર? ૯૯
શા માટે થઈ દુર્બલ દેહ? તરુણી વાત માંડી કહો તેહ?
માનની કહેઃ સુણ મોરી માત, કહૂં વીતક માહારાની વાત. ૧૦૦
સ્વામી સાધ ઘણો માહરો, શાણો સુભગ દિલથી ડાહરો;
કરે ચાકરી માહરી ઘણી, ધન તન મન એ તરુણી તણી. ૧૦૧
પાણી માગતે દેતા દૂધ, સપુત શાહપુત્ર એ શુધ;
મળ્યા તસ્કર વિષમ વાટમાં, દાણો સાલુ ઘે ઘાટમાં. ૧૦૨

---

૯૩ લખણે-લખતે. ૯૫ પીવાને.

રણુમાં કે કોઇને નવિ મળ્યૂં, કષ્ટ કંતતણું નવિ કલ્યૂં;
કુણ જાણે ધણી કિહાં ગયા ! મુજ ઉપર કરતા બહુ દયા. ૧૦૩
બને આવી તું માદરી બાઈ, લીધાં ઓવારણાં સરવે ધાઈ;
આપે વસ્ત્ર નવા સણગાર, ભરતારનો નવિ ખેપો ભાર. ૧૦૪
કંથને નવ્ય ટૂકો કલો, દુઃખદાવાનલ દેહે સળ્યો;
તરુણી તિહાં ટરીને રહી, પુરષનણી તિહાં શી ગતિ થઈ? ૧૦૫
અભાગીયા પાસે જે આથ, કોડી એક રહી નહી હાથ;
વરસ અઢી થયાં જાહરે, મન વિચાર કર્યો તાહરે. ૧૦૬
કામિની તો કૂવામાં પડી, ગયો જીવ હશે તે ઘડી;
વનમાં જેહ હકીગત હોય, તે તો વાત ન જાણે કોય. ૧૦૭
લાલચ સેવાની લાસરે, પાછો ફરી જાઉં સાસરે;
દાહા દશવીસ પરણો રહું, કુશળખેમ ખબર જઈ કહું. ૧૦૮
સાસરવાસો છે બહુ પેર, કપટ કરી લાવું તે ઘેર;
ઇમ વિચારી ચાલ્યો જાય, આવ્યો સસરાના મંદિર માંહે. ૧૦૯
મંદિરમાં પેસે જેટલે, જુવતી જીવતી દીઠી તેટલે;
દષ્ટોદષ્ટ માનનીને મળ્યો, અચરિજ પામી પાછો વળ્યો. ૧૧૦
દીઠો કામીનીઈ તે કંથ, પાછો એ પરવરશે પંથ;
હેત ધરીને ઝાલ્યો હાથ, સ્વામા બોલી સ્વામીને સાથ. ૧૧૧
મહારાજ ! માહરી વાત સાંભળો, રખે રાખો મનમાં આંબળો;
તેહ ચોઘડીયું તેહવું કહ્યું, જિમ લખ્યૂં હતું તે તિમ થયું. ૧૧૨
એહમાં નથી તમારો વાંક, લખ્યો તો વિધાતાઈ આંક;
મેં સાચીવાત ઇહાં કહી નથી, બીજી વાતની કહી છે કથી. ૧૧૩
રાખ્યો છે આપણો ભાર, નથી જાણતું કોય બીજે દ્વાર;
સુખે તમો મંદિરમાં જાઓ, શા માટે ઉશીયાળા થાઓ? ૧૧૪
કર ગ્રહીને શીખામણ દીધ, પેઠો મંદિર કરીને સિદ્ધ;
બેઠાં સાસુ સસરો સહુ, કુટુંબ સહોદર બાબત બહુ. ૧૧૫

---

૧૦૩ ગયા–ગયો. ૧૦૯ સસરા–સસરાના.

ભલે ભલે, સહુ બોલ્યા બોલ, જુગતે વજડાવ્યા જાગીર ઢોલ,
દીધા વધામણા ધારે ઘણા, હરખ્યા મન સહોદરતણા ૧૧૬
ઘેબર જલેબી ઝાઝા જન, ભાવેથી કીધા ભોજન,
વાગા વસ્ત્ર આપ્યા શણગાર, બીજી અનખત અપરપાર ૧૧૭
એકાસ પોઢા સુંદરસેજ, નારીનરને મન આણ્યૂ હેજ,
વીતા દિન તે દશબાર, વાણિક પુત્રે કર્યો વિચાર ૧૧૮

દુહા

કૂપમા નાખી'તી કામની, મોટી માથે ખોડ,
વીસે જનમ ન વિસરે, જુવતીને મન જોડ ૧૧૯
ઉશીયાળા રહેવૂ અલી, મેલી ન સહૂં મીટ,
પરાણે એ પ્રીતડી, પીઠર ઉપર પીટ. ૧૨૦
મધ્ય રાત્યે તે માનની, નિદ્રાવશ બહુ હોય,
નરનારી બે એકલાં, પાસે નહિ ત્રીજૂ કોય ૧૨૧
ગળૂ બાધ્યૂ ઘરણીતણૂ, જોરાવરીઈ જાણ,
પલક એક બે પગ ઘરયા, પદમની છડયા પ્રાણ ૧૨૨
આભૂષણ સરવ ઉતારિયા, બાધી ગાઠડી લીધ,
અરધી રાતે એકલો, વાટ વિદેશી લીધ ૧૨૩
પ્રાતસ્કાલ પરોઢિયૂ, વિપરીત દીઠી વાત,
કૂટી પીટી રોવા રહ્યા, તેહના માત ને તાત ૧૨૪
ગયો મારગે તે કિહા મળે, વિપરીત કીધૂ વ્રત,
પાપી પરદેશ ગયો, માનની પામી મૃત ૧૨૫
પાપી પુરુષ એહવા ઘણા, ઘેર ઘેર સસાર,
મેનાને પોપટ કહે, નિરમળ રુડી નારિ ૧૨૬
શેઠ શેઠાણી સાભળો, અક્ષર એહવો આંક,
પુરુષ તો પાપી કર્યો, વનિતાનો નહિ વાક ૧૨૭
શેઠ કહે શુક સુણો ભણો ભાવથી ભેદ,
કહે અપલક્ષણ કામની તણા, વનિતા અવગુણ વેદ ૧૨૮

શુક કહેઃ શેઠાણી સાંભળો, વનિતા કેરી વાત;
સંસારમાં સરખાં નથી, જુગતે જોજો જાત. ૧૨૯
ઈશ્વરની એ સૃષ્ટમાં, અધિક બનાવ અનેક;
આપ આપમત અતિ ઘણા, વધુ વધુઈ વવેક. ૧૩૦
સરખું નહિ કોઈ સૃષ્ટિમાં, નર કે નારી લખ કોડ;
ભલાભલી પૃથ્વી ઘણી, જુગત નહી કો જોડ. ૧૩૧

## ચોપાઈ

એક કાયર નાસે તો મરે, બીજો શૂર સન્મુખ ઠરે;
એક સદાવ્રત આપે અન, એક બીખથી ન તરપે તન. ૧૩૨
એક સુખપાસે અસવાર, બીજો શીર ઉપાડે ભાર;
એક કરોડ્યાં સંચે દામ, એક નર કરે પર કામ. ૧૩૩
એક સતવાદી શુભ આપ, બીજો પલક ન મૂકે પાપ;
એક ન લહે ભલા તે ભેદ, બીજો ચાર વદે મુખ વેદ. ૧૩૪
એક માણુસ કરે કૂડાં કર્મ, એક નિત્ય ધ્યાયે બહુ ધર્મ;
એક નારી બીજા શું મળે, બીજી સ્વામી સાથે બળે. ૧૩૫
એક વાંઝણી હોઈ સૂત્ર, બીજી પરણાવે પાંચ જ પુત્ર;
એક વનિતા કરે નિત વ્રત, એક સંખણી કેરી સરત. ૧૩૬
એક કંથને મારી જાય, બીજી પતિ પહેલી નવિ ખાય;
એક મા બાપને કરે છે લાડ, બીજો પાપી ભાગે હાડ. ૧૩૭
એક ચાડી કરીને ચોરી લ્યે, બીજો જન મુકાવી દે;
એક નીવાણુ કરાવે ઘણા, બીજો વેચે લાકડાં તે તણા. ૧૩૮
એક પસાયતાં પૃથવી કરે, બીજો કોઇની આપેને હરે;
એક પુરુષ વાસે છે ગામ, બીજો ટાળે વસ્તીનો ઠામ. ૧૩૯
એક તો ધ્રિકાતેર ઉધરે, બીજો બુડાડે કેરી ફરે;
જાત એક પણ ગુણ છે જુવા, આપ આપણે કરમે એ હુવા. ૧૪૦
કહે તો કહૂં તેહનાં દ્રષ્ટાંત, ભાખું ભામની તાહરી ભ્રાંતઃ

## (સ્ત્રીજાતિની દુષ્ટતા)

શુક કહે 'શેઠ સાંભળ મહારાજ!' કહૂં કરતુત કામનીનાં કાજ. ૧૪૧

નીચ જાત તો નારીતણી, કહે તો સાખ્ય દેઊં બહુ ઘણી.
કનકાવતી નગરી શુભ ગામ, કાંતિસેન રાજાનું નામ: ૧૪૨
લખપતિ એક તિહાં વાણીયો, સુખસાગરશા જુગે જાણિયો;
નગરશેઠ નાણાંતું નૂર, આક્રમ તેહનાં બહુ ભરપૂર. ૧૪૩
સુબુદ્ધિ નામે તેહની દીકરી, લખણવંતી ભાગ્યે ભરી;
દામોદરશાહનો દીકરો, વિજયપાલ વનિતાને વર્યો. ૧૪૪
પટંતરે પંનર જોજનતણો, ગામ વેગળે દેરાજ ઘણો;
વાહણવટી તે નરનો બાપ, ચઢ્યો વાહણ કુંવર તે આપ. ૧૪૫
પરણ્યો'તો કન્યા જે પેર, ઘણું હેત પણ મૂકી ઘેર;
વાહણ હંકારી ગયો વિદેશ, પરમુલક પરધરતી પરદેશ. ૧૪૬
પરનારી તે તનથી તજે, પરણી ભામનીને તે ભજે;
અવિદ્યા નવ્ય જાણે અન્ય, કો માનની સાથે ન મેળે મન. ૧૪૭
લગોટબંધે કાપે દિન, નીચ બુદ્ધિ કરે નહિ જન;
પતિ જઇ પરદેશે રહ્યો, વિચાર શો વનિતાને થયો. ૧૪૮
ભરજોબન માંહે થઈ ભામની, કંદર્પમાં સમજી કામિની;
અંગોઅંગે પ્રકટ્યો કામ, નારી ઝંખે નરનું નામ. ૧૪૯
બેઠી ઝુરણ મનમાં કરે, પુરુષ હઇડામાં સાંભરે;
અદ્દસ્તાવટતણું ઘર ઘણું, આવાગમન નહિ અન્ય જ તણું. ૧૫૦
બેઠી માનિની માલીયા માંહે, વિપ્ર જમીને આવ્યો ત્યાંહ;
કેસરની અરચા છે સાર, કંઠે પુષ્પ ચંપકના હાર. ૧૫૧
વપુવેશ સુંદર શુભ રૂપ, બ્રાહ્મણ જાત્ય પણ ભારે ભૂપ;
દીર્ઘ બાહુ ને દિવ્ય કપોલ, મરડી બાંધી માથે મોલ. ૧૫૨
ચાવ્યાં બીડી મુખમાં પાન, તજે નીકળ્યો કરતો ગાન;
દેરો દેવાંશી વાટે દેહ, ઉપનો નારીને મન નેહ. ૧૫૩
ડાહી હતી એક ઘરમાં દાસ, પ્રીને મોકલી તેહને પાસ;
તેડે છે બાઈ માહરી, વિપ્ર ચિંતા ગઈ તાહરી. ૧૫૪

૧૫૧ વીપ્ર એક. ઉદાર.

રવિવારનું કીધું છે વ્રત, દાન આપવા તેડે વ્રત;
વિપ્ર એહવું મનમાં કળે, વાટે જાતાં એહવું કિહાં મળે. ૧૫૫
ગૃહસ્થતણી ડાહી દીકરી, પોતે તેડે પ્રીતે કરી;
તાંદુલ સોનૂં એ આપશે, વળી ગોર કરીને થાપશે. ૧૫૬
એહવો ઘાટ મનમાંહે ધડ્યો, વિપ્ર મેડી ઉપર તે ચઢ્યો;
દીઠી વનિતા વપુ વિવેક, દીઠી જોબનવંતી એક. ૧૫૭
નારીઇં ઝાલ્યો નરનો હાથ, બોલી શ્યામ બ્રાહ્મણ(ને) સાથ;
ઘેર બેઠા નિત્ય ભોજન જમો, માહરી સાથે નિત્ય સંગે રમો. ૧૫૮
દેવૂં ઘટે તે દ્યો મુને કામ, દાઢી તુમને આપું દામ;
તે બ્રાહ્મણ બાબત બુઝિયો, થર થર થર તે ધ્રૂજીયો. ૧૫૯
નગરશેઠ તણું ઘણું સેહ, નારી સાથે ન જોડું નેહ;
તે બ્રાહ્મણ પાએ લાગિયો, માનની સાથે મેંનત માગિયો. ૧૬૦
તાહરે પાય લાગું છું નારી, કાઢી મૂક તું મુજને બાર;
માહરો પાય તો ટકતો નથી, કોડવરાં કહું શું કથી. ૧૬૧
માહરી ઈજત ને જીવ જાય, તાહરો સંગ મુજથી નહિ થાય; ૧૬૨

દૂહા

વનિતા કહેઃ વિપ્રજ સૂણો, ધીરજ હદેમાં રાખ્ય;
તાહરૂં નામ કો લેશે નહિ, (તેહમાં)શ્રી સુરજની સાખ્ય. ૧૬૩
સહીયર માહરી માલણી, પ્રિય ઘણેરી પેર;
નિત્યે રાત્યેં આવજો, તે નારીને ઘેર. ૧૬૪
વડ હેઠે ઘર તેહતણું, નહી પડોશી પ્રીન;
સુખસેજ્યા તિહાં પાથરૂં, રમજો રૂડી રીત્ય. ૧૬૫
ખાવૂં પીવૂં ખરચવૂં, નિત્યે આપું દાન;
પ્રતાપ ઈશ્વરનાથને, લેઈ ન શકે કોઈ નામ. ૧૬૬
વારૂ કહી વિપ્રજ વળ્યો, ગયો પોતાને બાર;
તે શેઠાણીઇ સહજમાં, તેડી માલણ નાર. ૧૬૭

માલણુ તાહેરે મંદિરે, આવે વિપ્ર વિરામ,
સનમાન દેજે તેહને, કરી રાખજે ઠામ. ૧૬૮
ભોગી પુરુષને ભાવતા, ભેદ કરે તૂં ભોગ,
શીખામણ દેઇ મોકલી, શામા શુભ સંજોગ. ૧૬૯

ચોપાઈ

માલણુ ગઇ પોતાને વાસ, દીધી શીખામણુ, કીધી દાસ;
સેજ્યા પાથરી પુષ્પ જ તણી, શુભ સામગ્રી બીજી ઘણી. ૧૭૦
વિપ્રે વિચારી મનમાં વાત, ઘટિકા ગઇ બે ચારેક રાત;
પ્રીતે પ્રેમદા પરઠી પેર, ગયો વિપ્ર માલણુને ઘેર. ૧૭૧
આસ્વાગત દીધાં સનમાન, લવંગ સોપારી ફોફળ પાન,
શુભ સેજ્યા ઢાળી એકાંત, ભાગી મન કેરી તિહાં ભ્રાંત. ૧૭૨
એટલે શેઠાણી આવિયાં, વિધવિધ સામગ્રી લાવિયાં;
સઘળી વાતનો મેળ્યો (સં)જોગ, કીધો ભામિનીઇ તિહાં ભોગ. ૧૭૩
નરનારીને અધિકૂં હેત, નિત્ય નિત્ય બાંધ્યો એહેં સંકેત.
અહરનિશાઇ એહવૂં હોઇ, અન્ય વાત ન જાણે કોય. ૧૭૪
ઇમ દિવસ થયા છે ઘણા, આવ્યા વેપારી વા'ણુ જ તણા;
વાગ્યાં દુંદુભી ઢોલ નીશાણુ, જુગત થયૂં સસરાને જાણુ. ૧૭૫
જામાત્ર વિદેશ થકી આવિયા, માલ અનરગલ તે લાવિયા;
માસ એક થયો જાહરે, જામાત્ર ઘેર આવ્યા તાહરે. ૧૭૬
તરુણી તેડવાને કારણે, આવ્યો સસરાને બારણે;
મળ્યા ભેટ્યા, ભલી પેર કીધ, કોડ વિસાઈ વારૂ વિદ્ધ. ૧૭૭
શાક પાક ભલાં ભોજન, માન્યૂં સજન તણું તાંહ મન;
દિવસ ગયા 'તાંહે દશબાર, નયણાં નવિ મેલે ઘરનાર. ૧૭૮
શેઠ વિચારે લજ્જા ઘણી, બાલક છે તરુણી મુજ તણી;
એક દિવસ મળી એકાંત, આપ્યાં રતન અમૂલક ભ્રાંત. ૧૭૯
મુગતાફલ તણા જે હાર, આપ્યા માલ બહુ અપરંપાર,
બોજાઇ ઘરમાં બેચાર, તેમણે કીધો મન વિચાર. ૧૮૦

ધણેક દાઢે શેઠ આવિયા, રતન ચિંતામણ તે લાવિયા;
નણદલ અનુસરતાં કિમ નથી, સહુ શીખામણ દે સરવથી. ૧
એક દિવસ પરાણે પ્રીત, કરાં એકઠાં રમવા રીત;
દાદર અડકાવી આવ્યાં બાહર, રહ્યાં એકઠાં નર ને નાર. ૧
નારી ઘુંઘટ તાણી પડી, બોલાવી નવિ બોલે ઘડી;
કાલાવાલા શેઠે કર્યા, ખાંત કરી ખોળા પાથર્યા. ૧૮
તોહે નારી ન બોલે નેટ, થાકો બાપડો શાણો શેઠ;
મંદિર માહરે આવશે જાહરે, ધણીઇ બાલા બોલશે તાહરે. ૧૮
ઇમ વિચારી નિદ્રા કરી, પોઢયો પુરુષ ઠેકાણે ઠરી;
અર નિદ્રા થયો જાહરે, વિચાર કર્યો વનિતાઈ તાહરે: ૧૮
વિપ્ર મુજ જોતો હશે વાટ, તેહના માહરે મન ઉચાટ;
રાત્ય અંધારી છે ઘનઘોર, માળીયા હેઠ ઉભો છે ચોર. ૧૮
નારી દોર નાંખી ઉતરી, માલણ મંદિર પંથે પરવરી;
ચોરે ચિત્ત વિચારૂં ઘણું, લીજે આભૂષણ નારી તણું. ૧૮
એક ચતુર તેહમાં છે ચોર, સમજ્યો વાત તણો અંકોર;
ઉતરી અવળે મારગ નારી, જુવતી રમવા જાઇ જારી. ૧૮
પાછી ફરીને આવશે આંહ, જોઇઇ જુવતી જાઈ કાંહ;
ચરચા જોવા ચોર તે ચાર, પાછળ તસ્કર ને આગળ નાર. ૧૮૯
વનિતા ગઈ માલણને પાસ, પૂઠલ ચોર જુઈ છે ખાસ;
માલણ મંદિર કૌતિક હોય, તે તો અન્ય ન જાણે કોય. ૧૯૦

દુહા

વિપ્ર વાટ જોઈ રહ્યો, ઉંઘો અતિસે ભાવ,
પુષ્પપ્રેમલને કારણે, આવ્યો મોટો સાપ. ૧૯૧
પગ હેઠો પડયો પુરુષનો, વાગ્યો નાગને શીશ,
ખીજ્યો તે હડપ્યા ઘણું, ચઢી ઘણેરી રીસ. ૧૯૨
આયુષ તેહનૂં આવી રહ્યું, કોપક જનમનૂં વેર,
ડશો નાગ તે ડંશ થકી, જોતાં ચઢિયૂં ઝેર. ૧૯૩

પૂરાં વરસ સોઇ થયાં, માનવી પામ્યો મૃત,
એટલે શેઠાણી સહજમાં, તરુણી આવી ત્રત. ૧૯૪
દીપક જ્યોત છે દીપતી, આવી નેહે નાર;
જગાડ્યો જુગતે કરી, ભામિનીઈ ભરતાર. ૧૯૫
મુવાં કોઈ જાગે નહી, કરે જો કોટ ઉપાય;
અરે ઇશ્વર ! એ શું થયું? આકુલવ્યાકુલ થાય. ૧૯૬
કાષ્ટવત કાયા થઇ, નારીને મન નેહ;
ફરી ફરીને કામની, દાખે તેહની દેહ. ૧૯૭
કૌતિક તિહાં એક કારિમું, થઈ ગયૂં ઘનઘોર;
બાહિર બેઠા સુખે લહે, ચાતુર ચારે ચોર. ૧૯૮
માલણ મંદિર ઉપરે, વડનો મોટો વૃક્ષ;
તે ઉપર વાસેં વસે, જોરાવર એક જક્ષ. ૧૯૯
તેણે તરુણી ઉલખી, કૂડ કરે છે કામ,
શેઠ પોઢાડો સેજમાં, આવી છે આ ઠામ. ૨૦૦
મુવા ઉપર મમતા કરે, જીવતાને નવ્ય જોય;
હરામખોર એ આગળે, અન્ય ન દીઠી કોય. ૨૦૧
ઉતર્યો અકલ આપે કરી, તજ્યો વરખથી વરગ;
જક્ષે તો જુગતે કર્યો, પુરુષ માંહે પર સંગ. ૨૦૨
આળસ મોડી ઉઠિયો, જન વિપરીત તે જાગ્ય.
હરખ પ્રીત પૂરણ કરી, પ્રેમદા લાગી પાગ્ય. ૨૦૩
નિદ્રાવશ કિમ નર ! થયા? કિમ દાખી નહિ દેહ ?
કિમ તુમે તો તોડિયો, નારી સાથે નેહ ? ૨૦૪
નર કહેઃ નિદ્રા આવી ઘણી, મુને તો અસંગ્ય,
તે માટે બોલ્યો નહીં, શામા તારે સંગ. ૨૦૫
ચરવણ ચિત્ત ધરી કર્યું, પ્રીતે પીધું દૂધ,
ભામની તેણે ભોગવી, બલ પ્રાક્રમથી શુદ્ધ. ૨૦૬
પરવાર્યો પુરણ કરી, થીર થઈ ખાવો થાક,
કોપ કરીને કરડિયું, નારી કેરૂં નાક. ૨૦૭

બાલા મુંબ પાડી ધણી, દેહ સહે કિમ દુઃખ?
ત્રુટ્યું નાક નારી તણું, રહ્યું વિપ્રને મૂખ. ૨૦
જક્ષ તે તો વૃક્ષે ચઢ્યો, કરયું કામ એ તરત,
પછે વિપ્ર પડ્યો તિહાં, મૂળ જે પામ્યો મરત. ૨૦
ચોર ચરચા જુઈ તિહાં, બેઠા છે જે બાહેર,
માલણને કહે માનની: જાગ્ય નમેરી નાર! ૨૧
હવે ઉપાય હું શું કરૂં? દે શીખામણ પેર,
નાક વિના નારી થઇ, કિમ જવાશે ઘેર? ૨૧
ઉત્તર શો દેઊં એહનો, પૂછે મા ને બાપ?
નરનારી સહુ નગરની, ઉત્તર દેવા આપ. ૨૧
સ્વામી પોઢ્યા સેજમાં, તેહનો સબળો શોક,
પૂછે તેહને શું કહું, લખ્ખણવંતા લોક? ૨૧

## ચોપાઈ

કહે માલણ: સાંભળ કામિની! જા હવડાં મંદિર જામિની;
ચઢે માલીઈ તું જાહરે, પાડો બુમ તરુણી તાહરે. ૨૧૪
ગળે ઘરધણીને પડો, રહેજે અમારી સાથે વઢ્યો,
શું વણસાડ્યું છે તાહરૂં? કાપ્યું નાક શાને માહરૂં? ૨૧૫
મૂક્યો કો'ને આડે હાથ, સહુને ઉત્તર દ્યો એ સાથ.
જા ઉતાવળી કહું છું કથી, બીજો ઉપાય તાહરે તો નથી. ૨૧૬
એહવી વાત એહની સાંભળી, વનિતા વેગે પાછી વળી.
ચોર ચાર તે કેડે ગયા, વિચાર કરીને વિરમે થયા. ૨૧૭
શણુગાર એહના ન લુંટીઈ આજ, જોઇઈ શું કરે છે કાજ!
ચરચા એ નારીની જોઊં, માહરા મનનો સંદેહ ખોઊં. ૨૧૮
માનની તે તો માળીઈ ચઢી, પાડી બુંબ તેહની તે ઘડી:
ધાયો ધાયો રે રાયનો બાપ! દે છે દુઃખ અકરમી આપ. ૨૧
સૂતા ઉઠ્યા સરવે લોક, શામા દેખી પામ્યા શોક:
આવડું કષ્ટ તે કિમ વ્યાપિયું! નારીનાક કોણે કાપિયું! ૨૨૦

### દુહા

ભૂંડા એહ માહરા પતિ, જરનો એહને છાક,
વાત કરતાં વઢી પડ્યો, નારીનું કાપ્યું નાક. ૨૨૧
ફટફટફટ સહુ કો કરે, આખા નગરમાં આંક,
એહવું કામ તે કિમ કરે? શો વનિતાનો વાંક? ૨૨૨
સાસુ સસરો શોકાતુર થયાં, ફટફટ કહે સહુ લોક,
ન ઘટે તે એણે કર્યું, સહુ લોકને થયો શોક. ૨૨૩
શેઠને કાંઈ સુઝે નહી, શો ઉત્તર સહુ સાથ!
પડ્યો ગાભરો બાપડો, કાને દીધા હાથ. ૨૨૪
જાણુ રાજદ્વારે થયું, લોપી તેહની લાજ;
શેઠને ઘો શુલીઈ, કર્યું કુડું કાજ. ૨૨૫
રામા રતન જ સારખી, અકજ કરી અજાણુ,
મોહ જેવું ઘટે નહિ, પાપી પુરણુ પ્રમાણુ. ૨૨૬
જુઈ લોક સહુ ગામના, ખલક અતિ અંકાર;
અચિરજ જુઈ છે અતિ ઘણું, ચારે પેલા ચોર. ૨૨૭
વણુ વાંકે મારચો જશે, શાહુકાર એ શેઠ,
પાપ પડે એ આપણે, વનિતા માથે વેઠ. ૨૨૮

### ચોપાઈ

ગામ તણો અધિપતિ છે જાંહ, ચોર ચાર પધારા તાંહ:
શા માટે મારો છો રાંક? છે ઘણું વનિતાનો વાંક. ૨૨૯
રાત હતી અંધારી ઘોર, અમે ઉભા'તા ચારે ચોર,
કૌતક એક કર્યું નારીઈ, નાંખી દોર ઉતરીઈ બારીઈ. ૨૩૦
પ્રીછી અમો પુંઠલ થૈ પેર, માનની ગઈ માલણુને ઘેર;
તિહાં વિપ્ર પોઢ્યો'તો આપ, તેહને પગે ડશો'તો નાગ. ૨૩૧
તે વિપ્ર પામ્યો'તો મૃત, ઉતર્યો જક્ષ એક વડેથી તરત,
કર્યો પ્રવેશ કાયા જોગવી, ભામની તો ભૂતે ભોગવી. ૨૩૨
પાછો ઝાડ ચઢ્યો જાહરે, કરડી નાક ખાધું તાહરે;
દુઃખ પામી નારી તે ઘડી, પ્રેમદા ગજે પતિને પડી. ૨૩૩

માલણે શીખવી આવી ઘેર, પછે કરી પ્રેમદાઈ પેર:
પાડી બુંબ જાગ્યાં માબાપ, રાજદ્વાર એ આજ્ઞા આપ. ૨૩
તે પારખું જુગતે જુવો, પાણી પોતાનું શાને ખુઓ ?
તે વાતનો તો તરશે ધરમ, માલણ ઘેર સુયો છે બ્રહ્મ. ૨૩
ગયો રાય જોવા કારણે, પક્ડ્યો વિપ્ર માલણ બારણે,
તેહેના મોહેમાં દીઠું નાક, સાચી માની તસ્કરની સાખ. ૨૩
ચાર ચોરને સાચા કીધ, સરપાવ દઈ દયા કરી દીધ.
શામા શૂળી દીધી જાહરે, સ્વામીઈ ઉગારી તાહરે. ૨૩૭
મૂકાવી જીવથી તે આપ, એહ ભોગવશે એહનું પાપ.
કહે પોપટ: સાંભળ રે રાય ! એહેવો નારીમાં અન્યાય. ૨૩૮
દીઠી વાત કહું કામની, કૂડામાં કૂડી કામિની,
વીસ વશા વનિતાનો વાંક, ભૂંડી ભામની આડો આંક. ૨૩

( મૂળ કથા ચાલુ )

દુહા

મેના કહેઃ માઝન ! સૂણો ભૂંડું ભુંડાને ઘેર,
માહરૂં વ્રત કિમ ભાગિયું, તેહની તે શી પેર ? ૨૪૦
પ્રાણ તજું હું માહરો, આપું હત્યા તુજ,
જોરાવરી જારી રમ્યો, દોષ ઘે છે વળી મુજ. ૨૪૧

ચોપાઈ

શેઠ શેઠાણી ! સાંભળો એહ, શુક સાથે સબળો છે નેહ,
કહું તે એક કરોજી કાજ, રખે રાખો મન કોહેની લાજ. ૨૪૨
બ્રહ્મહત્યાદિક પાતિક તુને, કરી ન્યાય દેખાડો મુને,
પોપટને ઘો ઘણી પતિજ્ય, ધરમવાત તણી જે ધીજ્ય. ૨૪૩
બે માંહે જેહનો હોઈ વાંક, ઘો શૂળીઈ આડે આંક.
શેઠ કહેઃ શુક ! સાંભળ વાત, ખરી કહે અમ આગળ ખ્યાત. ૨૪૪
તાહરા મનમાં તે શું હતું, તે અમ આગળ કર તું છતું,
તે વચ્ચે ઇશ્વરની આણ, જો મુખ બોલે જુઠી વાણ. ૨૪૫
કહે શુકઃ સાંભળ રે શેઠ, જૂઠી વાત કહું નહિ નેટ,
એકઠા ધાર્યા નર ને નારી, પ્રથમ તો અન્યા એ હાર. ૨૪

હાવભાવ હેતેથી કર્યો, હેતે હંસ અમારો હર્યો,
મેં વિચાર્યું માહરે મન, એક જાતિ પંખી છું જન. ૨૪૭
એ જે મેનાં કહે તે કરૂં, વિનય કરી વનિતાને વરૂં,
પંખીમાં પરણ્યાની પ્રીત, હેત મળ્યૂં તિહાં રૂડી રીત. ૨૪૮
દીઠી રૂડી એહની દેહ, નારી સાથે કર્યો મેં નેહ;
મેં જાણ્યૂં રાખશે છાની વાત, એ તો થઈ ગુણિકાની જાત. ૨૪૯
એણીઈ મનમાં ન ગણી લાજ, કરચૂં કુડૂં કામિનીઈં કાજ.
કામિની કહે તે તો હું કરૂં, વનિતા હેત કરે તો વરૂં. ૨૫૦
એ તો હુંસ છે મન માહરી, પૂછ રાણી ! મેના તાહરી.
શેઠાણી કહેઃ સાંભળો સતી ! લાજ ન રાખે સરખે રતિ. ૨૫૧
તાહરા મનની કહે રે આય, સુંપ્યો શુક મેં તાહરે હાથ,
જો ગમે તો અવળ ગુણ સાંપ્ય, જો ગમે તો મારી નાંખ્ય. ૨૫૨
તાહરી દાઝય ઉલાઈ કિમ ? સાચૂં ન કહે તો માહરા સમ.
સારિકા કહેઃ શેઠાણી ! સૂણો, ભાર એવડો શાને ભરો ? ૨૫૩
મુજને તો એ ઉપર ખાર, મારી નાંખૂં આણી વાર.
શૂં કરીઈં શુક શેઠ જ તણો, વહાલો પ્રાણથી પોપટ ઘણો. ૨૫૪
માટે કહ્યૂં એ માહરૂં કરે, તાહરે પ્રાણ એહનો ઉગરે,
કહ્યૂં કરે એ માહારૂં આપ, વાંક ગુન્હો કરું હૂં માપ. ૨૫૫

દુહા

શેઠ કહેઃ શુક ! સાંભળો, પ્રીછો રૂડી પેર,
કહ્યૂં કરો માનની તણૂં, તો સુખે રહો ઘેર. ૨૫૬
શુક કહેઃ સાંભળ સારિકા ! કહે મન આવે તેહ,
પછે પરણૂં પ્રેમશૂં, કરૂં નારીશૂં નેહ. ૨૫૭

ચોપાઈ

કહે સારિકાઃ તુજથી થાય, તો કર કહૂં એક ઉપાય,
ગ્રહ વાંકા શેઠાણી તણા, સુતસ્થાનકે પઆ છે ઘણા. ૨૫૮
પંચમે મંગલ એહને દે કષ્ટ, સંપૂરણ શનિ દેખે છે દ્રષ્ટ,
એ ગ્રહ જેહને લુગતે જોય, વનિતા વાંઝણી નિશ્ચે હોય. ૨૫૯

રહે ગરભ પ્રેમદાને પેટ, તો નિશ્ચે જીવતો મૂકૂં નેટ.
બીજૂં વચન કહૂં તે કરુ, તો વર મારો કરીને વરૂં. २६०
પ્રીત ધરીને રાખૂં પાસ, મૂલખરીદી થાવું દાસ.
આજ થકી જે મંહિને સાત, શેઠ શરીરે છે તે ઘાત. २६१
અચાનકથી મૂઓ થશે, ઘડી ચારમાં જીવ જ જશે,
ઉગરે શેઠ તે કરિ ઉપાય, તો તૂં માહરો નિશ્ચે થાય. २६२
લુણુ એહનું ઉસંકલ થાણિ, તો તાહરી બલિહારી જાણિ;
એટલું કામ થાઈ તો કરો, વારૂં હેતે મુજને વરો. २६३

દુહા

પ્રતિજ્ઞા પોપટ કરેઃ રાખો દઢ વિશ્વાસ,
એ ઉપાય કરી આવશું, પ્રીતે તાહરે પાસ. २६४
જરૂર જાવા દ્યો મુજને, પરહૂં સમની પેર,
માસ ચારમાં તુજ કને, આવું તાહરે ઘેર. २६५
સારિકા કહેઃ સમ કરી, નિશ્ચે નાશી જાઓ,
પછી મરવાને કારણે, શાને પેદા થાઓ ? २६६
શુક કહેઃ સાંભળ સુંદરી ! કરૂં પ્રતિજ્ઞા આપઃ
જો ન આવું તુજ કને, તો પ્રલેકાલનું પાપ. २६७
ગમન કરે જે ગોત્રનું, ગુરુપત્નીશું રંગ,
પરકે સમ પંચ દેખતાં, નદી ગુરુ ને ગંગ. २६८
વિશ્વાસઘાત વળી જે કરે, ધરે અહંકાર આપ,
જો નાવું તુજ કને, તો ઔષધ વેચૂં પાપ. २६९
અભક્ષ્યાભક્ષ્ય બ્રાહ્મણ કરે, અગમ્યાગમ આપ,
જો નાવૂં હૂં તુજ કને, બાલગૌવધનૂં પાપ. २७०

ચોપાઈ

વચમાં ઈશ્વર વચમાં રામ, કીધા સમ એ કોટિક કામ,
સમ ખાઇને તિહાંથી વળ્યો, પછે ઊડી પંથે પળ્યો. २७१
મેં તો વિચાર્યું છે મન માંહ, ભારે કામ મુજથી કિમ થાય ?
કરી પ્રતિજ્ઞા ખાધા સમ, તિહાં ગયા વિણ ચાલે કિમ ? २७२

વિક્રમસેન ઊજેણીધણી, તેહની કીર્તિ છે અતિ ઘણી,
ઘણા લોક પામે છે સુખ, તેહને જઈ કહું માહરૂં દુઃખ. ૨૭૩
સંકટ સહુ લોકોનાં હરે, કદાચિત્ અર્થ માહેરો જો સરે.
એહવી મનમાં રાખી આશ, આવતો'તો તમારે પાસ. ૨૭૪
વળી વિચારૂં મેં તો મનઃ સતવાદી રૂડો રાજન,
એ આગળ લોપૂં કિમ લાજ ? પડે માહરી સભામાં લાજ. ૨૭૫
એ કામ કિમે નવિ કરૂં, અગનિ દેહ બળીને મરૂં;
એટલે સમ ખાધા તે પળે, ફરી રાંડ પડે નહિ ગળે. ૨૭૬
દવ બળતો દીઠો જાહરે, એહમાં પડતો'તો તાહરે,
સ્નાન કરી સૂરજ સાખીયો, એટલે તમો પડતો રાખિયો. ૨૭૭
સાચી વાત કહી છે અમો, પૂછો છો તો સુણજો તમો.
પુર માંહિ રાજા પરવરો, જે કરતા તે કારજ કરો. ૨૭૮
દવમાં પડવા દ્યો મહારાજ ! તમો કરો તમારૂં કાજ. ૨૭૯

દુહા

પૃથ્વીપત કહે પ્રીતથીઃ પ્રીછી તાહરી પેર,
શ્રી ઈશ્વર દુઃખ ભાજશે, આવ્ય અમારે ઘેર. ૨૮૦
પ્રીતે ઘાલ્યો પાંજરે, કર્યો વાયદો વરતઃ
આશા પૂરશે અંબિકા, માસ એકમાં તરત. ૨૮૧
સમ કરી શુક રાખિયો, આપ વિચારૂં મનઃ
આદ્ય શકિત તું ઈશ્વરી, ટેક રાખજે તન. ૨૮૨

ચોપાઈ

ધ્યાન ઈશ્વરનૂં મનમાં ધરે, નિત્ય કામ પોતાનૂં કરે,
એક દિવસ આપે અધિપતિ, ગયો શકારે મોટો મહીપતિ. ૨૮૩
વિછોહ સરવ લશ્કરનો થયો, રાય એકલો વનમાં ગયો;
તિહાં બેઠો છે તપસી એક, ધરમ ધ્યાન તે વારૂ વિવેક. ૨૮૪
નથી રાખતો કોહોની આશ, પૃથ્વીપતિ આવ્યો તે પાસ;
ભૂખ, તરસ ને ટાઢ્ય છે ઘણી, પામ્યો દુઃખ ધરતીનો ધણી. ૨૮૫

જઈ સિદ્ધને નામ્યૂં શીશ, રહ્યો આપ આથમતે દીશ.
સિદ્ધ કહેઃ શું છે તુજ નામ? કિમ આવ્યો છે આણે ઠામ? ૨
બોલ્યો રાય આણી મન ધીર, ઊજેણી અધિપતિ વિક્રમવીરઃ
ભમતો ભમતો ભૂલો પડ્યો, આ ઠેકાણે આવી ચડ્યો. ૨
અભિનવૂં મેં દીઠૂં રણ, જાણી સિદ્ધ આવ્યો તુમ શરણ;
બાંધ્યો અશ્વ મઢુલી માંહ, ખાણ ચાસણી દીધી તાંહ. ૨
અમૃત જેહવાં ફલ અનૂપ, સંતોખ્યો તેં ભારે ભૂપ;
પાંગરણ ઉઢણ આપ્યાં ઘણાં, કરી પ્રતિપાલણ પૃથ્વી(પત)તણાં. ૨૮
પ્રાતરકાલ થયો જાહરે, સુતો અધિપતિ ઉઠ્યો તાહરે.
રાજા કહેઃ કાંય માગો ગરથ, સકલ વાતમાં હું સમરથ. ૨૯
કહે સિદ્ધઃ માહરે શી ખોટ? શી બાંધી તુજ પાસે મોટ?
રાજા આસોટે આકર ખાય, આવજે નગર માહરા માંહ. ૨૯
કરૂં ચાકરી તાહરી ઘણી, (તો) જાણો ખરો ઊજેણી ધણી. ૨૯

દુહા

સિદ્ધ કહેઃ સૂણ મહીપતિ! માહરે છે બહુ ભૂખ,
આહાર આપતાં તુજને, ઘણું લાગશે દુઃખ. ૨૯૩
અપવાસ કરૂં એક વરસના, નીરલેં સાથે નેટ,
પછે કરૂં હું પારણૂં, પૂરણ ભરીઈ પેટ. ૨૯૪
રાજા કહેઃ જે માગશો, તે હૂં આપૂં આહાર,
અજર ન કરૂં એક ઘડી, પલક ન લાગે વાર. ૨૯૫
તમ સમૂં નહિ વહાલૂં, તમ સમાન નહિ પ્રીત,
માહરા સમ જો માગજો, રાજી તમ મનની રીત્ય. ૨૯૬

ચોપાઈ

માગી શીખ ને મહીપતિ ગયો, પોતે પોતાને કામે થયો.
વીતા દિન, વીતી છે ઘડી, એહ વાત (તો) વિસારે પડી. ૨૯૭
ઈમ કરતાં આવ્યો એક દિન, સિદ્ધે આપ વિચારૂં મનઃ
જોઈએ રાજા કેરૂં રૂપ, ભોળો છે, કે કપટી ભૂપ. ૨૯૮

સત્ય કે અસત્ય ચાલે છે એહ, કેહેવો નારાયણ ઉપર નેહ.
માટે એહનું ધીરજ જોયું, માહરા મનનો સંદેહ ખોયું. ૨૯૯
ચેલો કારિમો પોતે કર્યો, કુંવર રાજાજીનો હર્યો,
લાડકવાયો વરસે સાત, બત્રીશ લક્ષણો વિશ્વવિખ્યાત. ૩૦૦
ઇંદુમુખ, તરુણીનું તેજ, હરખ ઘણો રાજાને હેજ;
તન મન ધન પોતાની દેહ, જીવ થકી નરપતિને નેહ. ૩૦૧
જુવે મુખ તાહેરે અન જ જમે, કરે રમત તે સઉને ગમે,
પલક પરો નવિ રાખે રાય, કંઠ વળગાડે કોમલ કાય. ૩૦૨
ગયો કુંવર કહે છે સહુ લોક, સભા બાધીમાં મોટો શોક,
હાહાકાર નગરમાં થયો, કુંવર કોડિલો તે કિહાં ગયો ? ૩૦૩
વિહ્વલ થયું રાજાનું મન, કો મુખમાં ઘાલે નહિ અન.
રાજા મૂકી બેઠો રાજ, કરૂં પ્રાણ કહે છે જે તાજ. ૩૦૪
કિહાં જાઊં ને હવે શું કરૂં ?. પ્રાણ દેહ મહિ કિમ ધરૂં ?
વનવાડી, ગહ્વર, ગુફાય, જિહાં તિહાં ખોલાવે રાય. ૩૦૫
કુંવર તણી વધાઈ ખાય, મોહ માગ્યૂં આપૂં કહે રાય.
પૂછપૂછારણ કીધી ઘણી, ન જડી શુધ્ય કુંવર જ તણી. ૩૦૬
કોડ ઉપાય તે પ્રીતેં અજ્યો, તોયે પુત્ર શોધ્યો નવિ જડ્યો,
મૂકી કુંવર તણી તે આશ, બેઠો નરપતિ થઈ નિરાશ. ૩૦૭

દુહા

એટલે આભૂષણ તેહનાં, કુંવર પેહેરતો કાય,
તે એક બ્રાહ્મણ કર ધરી, વેચવા ચઉટે જાય. ૩૦૮
શાહ સોની વાણીઈ, ફટ ફટ કહિયો કોક,
રાજદ્વારે લાવિયા, પૂંઠે ઝાઝા લોક. ૩૦૯
માર માર કરે ઘણા, દે ઘણેરી ગાળ,
માર્યો પુત્ર એ પાપીઈ, એમ ચઢાવે આળ ! ૩૧૦
કૂડું કામ એ શું કર્યૂં ! જીવીશ કેટલા કાળ,
ઉત્તમ નહિ અધમ છે, ચિત્ત વાધ્યો ચાંડાલ. ૩૧૧
બાલહત્યા બેઠી તુને, નરક જશો નિરવાણ,
શૂળી દેશે સહજમાં, તજશો હવડાં પ્રાણ. ૩૧૨

રાય આગળ ઉભો કર્યો, આભૂષણ છે હાથ,
લોક ખલક લેખા વિની, ગુંદી છે તે સાથ. ૩૧
રાય કહેઃ રહો વેગળા, લાવો મારે પાસ,
વિપ્ર જાણી વિનય કર્યો, દીધી અધિકી આશ. ૩૧'
આભૂષણ એ કોહોં તણાં, કિહાંથી લાવ્યા આજ?
(એહનો) પે'રનારો, કિહાં ગયો, સાચું કહો મહારાજ! ૩૧'

ચોપાઈ

કહે બ્રાહ્મણઃ નવિ જાણૂં હું, ફરી ફરી શું પૂછે તું?
માહરો ગુરુ ગુફામાં હોય, તેહને ઉળખી ન શકે કોય. ૩૧૬
તે તો તિહાં બેઠો એકલો, વેચવા આભૂષણ મોકલ્યો;
તેણે મુજને સુંપ્યું કામ, વેચી ઘરાણૂં લાવો દામ. ૩૧૭
હૂં વેચવા આવ્યો જાહરે, મુજને બાંધી આણ્યો તાહરે,
સાચી વાત કહૂં છૂં કથી, બીજૂં જ્ઞાન તો મુજને નથી. ૩૧૮
રાજાને મન લાગી રાઢ, તાહરો ગુરુ મુજને દેખાડ.
બ્રાહ્મણ સાથે આવ્યો ભૂપ, રણમાં બેઠો સિદ્ધ સ્વરૂપ. ૩૧૯
વામો રાય રહ્યો'તો જિહાં, તે ઠેકાણે આવ્યો તિહાં.
આ ગુરુ બેઠા બારણે, મોકલ્યો વેચવાને કારણે. ૩૨૦
ચેલો ઘરમાં નાસી ગયો, રાય ગુરુને પાસે રહ્યોઃ
કહો સિદ્ધ ધરાવો નામ, કરતા દીસો (છો) કૂડાં કામ. ૩૨૧
આ આભૂષણ કોહોનાં ઘડ્યાં? તમને કિહાંથી જુગતે જડ્યાં?
એ પેહેરનારો જે પુત્ર, તેહને શું કર્યો છે સૂત્ર? ૩૨૨
શીઘ્ર કહો તે સાચી વાત, જીવે છે કે કીધી ઘાત?
દુનીયાં બાધી દુઃખણી થાઈ, પુત્રવિજોગે જીવ જ જાઈ. ૩૨૩

છપ્પય

મહાદુઃખ માથે આળ, મહાદુઃખ માલ ગયાનો;
મહાદુઃખ અતિ ઉપમાન, મહાદુઃખ રોગ થયાનો;
મહાદુઃખ જાય નારી, મહાદુઃખ વૈર વડાનો,
મહાદુઃખ હારે હોડ, મહાદુઃખ ઝેર ચઢ્યાનો;

મહાદુઃખ માથે મોતનું, મહાદુઃખ ઋણ ઘર સૂત્રનું;
સામળ કહે મહા દુઃખ વડું, મૃતક પ્રિયજન પુત્રનું. ૩૨૪

ચોપાઈ

ઉતાવળો થઇ સાચૂં બોલ, પરદો આપ હૃદેનો ખોલ ?
કિહાં મેલ્યો છે માહરો બાળ ? જીવે છે કે આણ્યો કાળ ? ૩૨૫
સિદ્ધ કહેઃ સાંભળિયે રાજ ! જુઠું નહિ મુખ બોલું આજ.
વરસ તણા કર્યા અપવાસ, થઇ પારણા કેરી આશ. ૩૨૬
બત્રીસ લક્ષણો પુરુષ જ મળે, તાહૅરે મનની ચિંતા ટળે,
વિંધ્યાવાસિની છે જંખ્યણી, પુરુષમાંસ તણી ભક્ષણી. ૩૨૭
રાંધી માંસને આપે ભોગ, પછે જમવાનો મળે સંજોગ.
જોઈ મેં ઊજેણી માંહિં, બાલક એક રમતો'તો ત્યાંહ. ૩૨૮
બત્રીસ લખ્યણો જોયાં ચેન, આણ્યો પુરુષ ઈહાંથી એન;
હું નથી જાણતો કોહોનો બાલ, ગરજ ભૂખની આણ્યો કાલ. ૩૨૯
આલ્યો મેં ભવાની ભોગ, શુભ સામગરી સંજોગ;
અસ્તી, ચરમ ને તેહનું શીશ, મુકયું મુખ આગળ તે દિશ. ૩૩૦
ભંડારાને કાજે દામ, આભૂપણુથી કરવું કામઃ
મોકલ્યો વેચવાને કારણે, ચેલો આવ્યો તુજ બારણે. ૩૩૧

દુહા

ત્રાહ ત્રાહ લોકે કર્યું, નંદે સહુ સંસાર,
દ્યો સિદ્ધને શૂલીઇ, કરો પંચ ઇંટાળી માર. ૩૩૨
રાય કહેઃ રહો સાંસતા, જાયો તમે સહુ ઘેર,
ન કરો એહને આકળો, કરૂં છું રુડી પેર. ૩૩૩

ચોપાઈ

પછે રાય જ જોડયા હાથ, બોલ્યા વચન સિદ્ધને સાથઃ
તમો તમારૂં કારજ કરો, રૂડી પેરે પેટ જ ભરો. ૩૩૪
ભાગી છે તમારી ભૂખ, કાંઈ હજી છે તમ દુઃખ.
કહે સિદ્ધઃ સાંભળ રે રાય ? કહું વાત સમજો મન માંહ. ૩૩૫

માહરે માથે ગુરુ છે એક, તેહુની કહું એક વાત વિવેક;
તે ઉપાસન જક્ષણી તણો, મુજને ગુરુ ઉપર નેહ ઘણો. ૩૩૬
અપવાસ કરઈ છે એક દિન, એક દિવસ કરઈ ભોજન,
મુને બત્રીસ લખ્યણો મળ્યો, આપ્યો ભોગ ભવાની ભલો. ૩૩૭
નથી મળતો ગુર(ને)કો જન, તો મેં કિમ થાઇ ભોજન?
બત્રીસ લક્ષણો જન થાપશે, ભોગ ભવાનીને આપશે. ૩૩૮
પેદા કરે ઘણેરો ગરથ, કરે ભંડારો સરગે અરથ;
એટલી ગુરુની થાશે આથ, ગુરુ શિષ્ય જમીશૂં સાથ. ૩૩૯
જો ગમે તો આભૂષણ લ્યો, જો ગમે તો થળીઈ ઘો;
જો ગમે તો જા ઘેર સાંખ્ય, જો ગમે તો મારી નાંખ્ય. ૩૪૦
હું હું જાણું તાહરો પુત્ર, કાચું પાકું છે ઘરસૂત્ર,
મેં પણ મોટો અન્યાય કર્યો, તાહરો પુત્ર હેતેશૂં હર્યો. ૩૪૧
ફટ ફટ ફટ કહે છે સહુ ગામ, મેં કીધું એ માહરૂં કામ;
માટે જે તું કહે તે કરૂં, કહે તો જીવૂં, કહે તો મરૂં. ૩૪૨
બેહૂં પાપ માહરે શિર નેટ, ભૂખ્યો રહ્યો, ન ભરાણું પેટ,
હત્યા લેઈ દુઃખીયો થયો, ન સર્યો અરથ, ને ભૂખ્યો રહ્યો. ૩૪૩

દુહા

કહે રાયઃ સિદ્ધ! સાંભળો, દુઃખ ન ધરો મન માંહ,
ગુરુ ભૂખ્યો છે તમ તણો, તેહ ગુફા છે કાંહ? ૩૪૪
આગળ થયો અધિપતિ, દેખાડયૂં તે ઠામ,
કરે ઉપાસન એકલો, નિરવાણી છે નામ. ૩૪૫
પાય પડ્યો પૃથ્વીપતિ, જોડીને બે હાથઃ
તમો કરો ને પારણૂં, બોલ્યો સિદ્ધને સાથ. ૩૪૬
ભોજન કીજે ભાવતાં, અમ કહેથી આજ,
મુજને કાંયક દીજીઈ, દેવા સરીખૂં કાજ. ૩૪૭
મનમાં રાખો ઉરતો, તો તાહરે શિર પાપ,
શિવ આદા સાચૂ કહો, જમો તમે કિમ આપ? ૩૪૮

## ચોપાઈ

સિદ્ધ કહેઃ સાંભળ રે રાય, કહું જો માનો એક ઉપાય;
પુરુષ બત્રીસ લક્ષણુ તણો, સત્યવાદી સ્વરૂપેં ઘણો. ૩૪૯
તે આવે માહેરે બારણે, હેતે મરવાને કારણે,
આપ હાથેથી છેદે અંગ, કરે દેહ કાયાનો ભંગ. ૩૫૦
આપે હાથ ભવાની ભોગ, વ્રતપૂરણુ થાઇ સંજોગ,
સંતુષ્ટ થઇને શક્તિ જાય, તાહરે અમો તો ભોજન થાય. ૩૫૧
તાહર સુધી બેઠા તપ કરૂં, આઉખું ખુટે તો તે મરૂં;
ભોગ આપ્યા વિના ભોજન હોય, એ તો વાત કેહેશો માં કોય. ૩૫૨
કહે રાજાઃ સિદ્ધ! સાંભળો, મેહલી દ્યો મનનો આંબળો;
હું આવ્યો (છું) તાહરે બારણે, ભોગ ભવાનીના કારણે. ૩૫૩
કરો શીઘ્ર ઉતાવળ આજ, લાવો સામગ્રી તે આજ.
કહે સિદ્ધઃ સાંભળ રે ભૂપ! તું સત્યવાદી રાજારૂપ. ૩૫૪
પરમારથ કરે પરકામ, તાહરૂં છે નવ ખંડે નામ,
તાહરો પુત્ર ચેલે મારિયો, અરથ પોતા તણો સારિયો. ૩૫૫
હૂં માહેરા પેટને કારણે, તમને કિમ મારૂં બારણે?
માટે જાઓ જીવતા ઘેર, નહિ કરૂં હૂં તાહરી પેર. ૩૫૬
પાટધાયો તે હૂં નહિ દેઊં, રાજભાર માથે નહિ લેઊં.
સિદ્ધ! સાંભળો માહરી વાત, મરતી નથી અમારી જાતિ. ૩૫૭
આયુષ્ ખુટે જે નર મુઓ, તે ગયો તે મુગતે જુઓ;
પરકાજે તજે જે પ્રાણ, રહ્યો જુગમાં તેહને જાણ. ૩૫૮
રૂડો ચિંતવો માહરો જોગ, તો આપો ભવાની ભોગ;
જુગમાં રાખો માહરૂં નામ, તો તો કરવા દ્યો એ કામ. ૩૫૯

### છપ્પય

જુગમાં જીવ્યો તેહ, જેહ પરદુઃખ જ કાપ્યાં;
જુગમાં જીવ્યો તેહ, દાન અભય અતિ આપ્યાં;

જુગમાં જીવ્યો તેહ, ખ્યાત ચાલી ચિહુ દેશે;
જુગમાં જીવ્યો તેહ, કુલ તારૂં લઘુ વેશે;
જુગમાં તે નર જીવિયો, જસ વિમલ જુગ જાણિયો;
શામળ કહે જે જીવિયો, પરકાજે દે પ્રાણિયો.

## ચોપાઈ

સાધ તણી મઢુલી માંહ, સામગ્રી સરવ આણી તહિં,
કર્યો કુંડ હુતદ્રવ્ય કાજ, તિલ તાંદુલ શ્રીફલ અતિ આજ.
સ્થાપન નવ ગ્રહનાં કર્યાં, શ્રીફલ ફોફલ ઉપર ધર્યાં,
કર્યો હુતાશન જાગ્રત જ્યોતિ, થાપ્યા ત્રિદશ દેવ ઉદ્યોત.
કરી ઘણી અગનિની ઝાલ, જેહવો પ્રકટ હોઈ પ્રલેકાલ.
હદે આપ રાખી મહાધીર, કરયું સ્નાન જઈ વિક્રમવીર.
ઈષ્ટ દેવનૂં સમરણ કરયૂં; ધ્યાન આપ હદેમાં ધરયૂં;
જિમ વીવાનો હોઈ દિન, ઇમ ઉલટ મહીપતિને મન.
ઘાલી કંઠ કણેરની માલ, સેંદુર તિલક કરૂં છે ભાલ,
પુરણાહુતિ વેળા જાહરે, લીધું ખડ્ગ હાથે તાહરે.
ગયો કુંડ નિકટ તે દિશ, આપ હાથે છેદે છે શીશ,
જય જય શબ્દ કહી સંજોગ, લેજો માત ભવાની ભોગ.
કરૂં સિદ્ધનૂં પૂરણ કામ, માગે તે આપો આ ઠામ.
છેદે શીશ આપે જેટલે, મા મા શબ્દ થયો તેટલે.
અરે રાય મ કરો દેહઘાત, કહૂં તે કરો (એક) માહરી વાત;
ઊડુ મણુ અણાવો લોટ, કરો પૂતલું તેહનો કોટ.
કરી કટકા હોમો તે કુંડ, ત્રપતિ થશે તેહૅથી ચામુંડ.
પાડું ખડગ હાથથી તરત, પર્યૂં રાય વિક્રમનૂં વ્રત.
થયો શબ્દ તેહવૂં આચરયૂં, હોમ જગન પુરણાહુતે કરયૂં.
બે સિદ્ધે કીધૂં પારણૂં, કરૂં વ્રત પૂરણ કારણૂં.
રાજા શીખ માગે જાહરે, બે સિદ્ધ બોલ્યા તાહરે:
ધન ધન રાજા! તાહરૂં મન, જીવતો દેખાડ્યો તરત તે તન.

ના નથી હુંવ્યો મારવા કારણે, જોવા વરત આણ્યો બારણે,
અનેક સત્યવાદી પહેલા હોય,તુજ સરિખો નવિ દીઠો કોય. ૩૭૨
સાબાશ તાહરૂં ધીરજધન, સાબાશ તાહરૂં મહીપતિ મન,
સાબાશ તાહરાં માત ને તાત, સાબાશ તાહરી જુગતી જાતિ. ૩૭૩
મંદિર જઇને મોજાં કરો, આપૂં વસ્ત તે કરમાં ધરો.
આ બે ફલ જગનમંદિર થાય, પ્રસવ વતી રાણીને આપ. ૩૭૪
સાત જનમની વંઝયા હશે, પુત્ર બત્રીસ લક્ષણો થશે;
એહ અમૂલ્ય મોટી છે વસ્ત, હેતે આપી તાહરે હસ્ત. ૩૭૫
પુત્રને તેડી આવ્યો તાંહ, વમે સિદ્ધ ને ચેલો જાંહ,
તેણે આસ્વાગત બહુ કરી, રાખ્યા હેત હઇમાં ધરી. ૩૭૬
અમૃત મેવા આપ્યા આહાર, જે નવ દેખે કો સંસાર.
પ્રાતસ્કાલ થયો જાહરે, વિક્રમે વિદાય માગી તાહરે. ૩૭૭
કહે ચેલોઃ સાંભળ રે રાય ! મોટો છે તાહરો મહિમાય;
તુજ આગળ મેં મેહલ્યૂ શીશ, તો પણ તમે નાણી રીસ. ૩૭૮
ન કર્યું તેં વાહલું ધરસૂત્ર, ન કરયો વાહલો પેટનો પુત્ર,
કરયું વાહલૂં પરમારથ કામ, દુઃખભંજન તે તાહરૂં નામ. ૩૭૯
તાહરો પુણ્ય તણો પરતાપ, આપું વસ્ત તુજને એક આપ,
સકલફલ લેઇને ઘેર જાયો, અંતકાલને આઘે ખાયો. ૩૮૦
વિઘન વળશે તિહાં તમ તણું, થશે આવરદા બમણો ઘણું:
દુર્લભ દેવતાને એહ, નરપતિ તુજને આપું તેહ. ૩૮૧
વસ્ત અમુલક સાંચી'તી સાથ, સુપી તે રાજાને હાથ.
થયૂ નગર ઊજેણી જાણ, હરખ તણાં ગડગડા નીશાણ. ૩૮૨
નાનું મોટૂ નગરનું સહુ, આવત પુષ્પ વધાવે બહુ;
દીઠો પુત્ર ને વાધ્યૂં હેત, નરનારી માબાપ સમેત. ૩૮૩
રાજા આવી બેઠો પાટ, કરે વખાણ જશ બોલે ભાટ,
એર મહેર કરી છે ઘણી, બેઠો તખત ઊજેણીધણી. ૩૮૪

પોપટ આવી બેઠો હાથ, બોલ્યો વિક્રમરાયને સાથઃ
ફરી ફરી શું કહીઈ તુને, શીદ થાલી મૂકયો છે મુને ? ૩૮
માહરો અરથ તુમથી કિમ સરે ? કામ ઈશ્વર વિણ કુણ કરે ?
માટે માહરૂ વચન જ જાંઇ, કાઢી મેહેલ મુજને તું રાય. ૩૮૬
દાવાનળમાં જાઇને અડૂ, અથવા વેણીમાધવ(માં) પડૂ.
તાહરે વિક્રમ રાજા હસ્યો, બોલો શાક તે મન(માં) વસ્યો. ૩૮૭
અમુલ વસ્તુ પાસે જે હતી, કીધી પોપટ આગળ છતી,
એહેમાં ગુણ ઝાઝા છે, એહ, નરપતિ સુપ્યું આણી નેહ. ૩૮૮
કહ્યો ગુણ બે ફલનો ઘણો, દિલ રીઝો તે પોપટ તણોઃ
રાજાને દીધી આશીષ, જીવે રાજા ક્રોડ વરીષ. ૩૮૯
નિત્ય નિત્ય કરે પરકામ, નવખંડ(માં) તાહરૂ નિરમલ નામ;
જેહનું કામ કરયૂ માહરૂં, ઈશ્વર નિત્ય કરે તાહરૂં. ૩૯૦

દુહા

પોપટ ફલ લેઈ વાળ્યો, આવ્યો વણિકને વાસ,
શેઠ શેઠાણી રગમાં, ત્રીજી મેના પાસ. ૩૯૧
મુકયાં ફલ મુખ આગળે, મનમાં થયો આનંદ,
કલાવતી પોપટ તણી, જિમ અજુ(વા)ળું ચદ. ૩૯૨
પુષ્પ નક્ષત્ર રવિવારશુ, આવ્યૂ જેણે દિન,
પ્રાશ્યૂ ફલ તે પ્રીતથી, માનની રૂડે મન. ૩૯૩
ગરભ રહ્યો તે દિન થકી, પહોતી મનની આશ,
માસ ચાર તે વહી ગયા, વનિતા મન અધિકી આશ. ૩૯૪
વણિક તણો જે વાયદો, નિશ્ચે આવ્યો નેટ,
અધિક હેતે આરોગિયો, પ્રીતથી ફળ પેટ. ૩૯૫
વિઘન વળ્યું તે શેઠનૂ. ભોગવા રિદ્ધ ઘરસૂત્ર;
બત્રીસ લક્ષણ બહુ ગુણે, પામ્યા પ્રેમદા પુત્ર. ૩૯૬
પોપટ પરણાવ્યો પ્રીતથી, મેનાથી મન સાથ,
અધિક હેતથી તે રમે, હેતે હઇડૂં હાથ. ૩૯૭

કહે પુતળીઃ ભોજ ! સૂણ, વિક્રમમહિમા એહ,
માથા સાટે લાવિયો, તરત જઈ આપ્યાં તેહ. ૩૯૮
તન વાહલો નહિ તેહને, વપુ વાહલૂં તે વરથ,
પરમારથ વાહલૂં ઘણું, જે સારે પર અરથ. ૩૯૯
એહવા જે પ્રાક્રમ કરે, નિમેષ ન રાખે ન્યૂન,
તે એ આસન બેસશે, કરે એહવાં જે પુન્ય. ૪૦૦

ચોપાઇ

કહ્યાં પુતલીઈ એહવાં મત, લખ્યાં પુરાણ પંડિતે ત્રત,
સંસ્કૃત કાલીદાસે કહ્યાં, પ્રાકૃત કથાંતર તેહનાં થયાં. ૪૦૧
શ્રી ગુર્જર ગુણસાગર ગામ, વાસ રૂડો વેગનપુર નામ;
શ્રી ગોડ માલવી ભારે બ્રહ્મ, કરે કુલ આચારી કરમ. ૪૦૨
કરે ઇશ્વર સકલ શુભ કામ, સપુત શામજી · ભ નામ,
કૃપા શારદાની મન હવી, સકલ લોક કહે છે કવિ. ૪૦૩
તેહેણે શુદ્ધ હૃદેમાં ધરી, પનર વાર્તા પહેલી કરી,
રૂડી ખ્યાત ચાલી તેહ તણી, જેણે કથાંતર કાને સૂણી. ૪૦૪
માતર પરગણે મોટા મણિ, સિહુજ ગામ ધોરંધર ધણી,
લાયક સેઉઆ રૂડા વસે, ધરમ મારગ તે ઉપર ધસે. ૪૦૫
લોઠી વડી પાટી બે પૂર, તેહમાં નારાયણનૂં નૂર,
સકલ લોક સાધુજન સુખી, કણુબી કરણ સરિખા સુખી. ૪૦૬
કાઉજી કુલ મોટા મહારાજ, રખીદાસ લાખાણી લાજ,
મનજીસુત મોહટો મેહેરાણ, સકલ કલા જુગતે ગુણજાણ. ૪૦૭
તેણે કીરત સાંભળી નવી, દેઈ માન ઘેર તેઓ કવિ,
અન્ન વસ્ત્ર આભૂષણ પાન, દીધાં ભૂમિ, કન્યાદાન. ૪૦૮
સંતોષી કરજોડી કહ્યૂં, લક્ષણ પુન્ય તણે જે લહ્યૂં;
પનર વાત પહેલી સાંભળી, ભ્રાંત આપ હૃદેથી ટળી. ૪૦૯
સત્તર રહી તે પૂરણ કરો, ધ્યાન શારદા કેરૂં ધરો,
વચન આપ ચઢાવૂં શીશ, સંભાર્યાં ઉમયાપતિ ઇશ. ૪૧૦

સંસ્કૃત ગાદ્યેથી શોધી જ્યા, કહી પ્રાકૃત કવિઈ એ કથા,
ભાટચારણ કવિજન કોઇ, માગુ માન સહુ કરજોડ ૪૧૧
અક્ષરભેદ ન જાણું અતિ, જાણુદાર સાચી સરસ્વતિ,
જેહેવી મતિ દે માવડી, તેહેવી બુધ્ય અક્ષરે આવડી ૪૧૨
સાંભળતામાં પાતિક જાય, કાયા નિરમલ તેહની થાય,
સુણે, શીખે ને હેતે ગાય, પાચે પાતિક તેહેના જાય ૪૧૩
ભલી વાત ઉપર રહે ભાવ, સમણામાં નવિ આવે તાવ
એહવુ સાભળી આપે દાન, આ લોકે પરલોકે માન ૪૧૪
આપે એક ને પામે લાખ, તેહની વેદ પુરાણે છાપ
મુરખ વિદ્યા પામે ઘણી, ઈશ્વર આશ પૂરે તેહ તણી ૪૧૫
નિર્ધન જન પામે તે ધન, વંધ્યા નારી પામે તન,
પામે ભક્ત નારાયણનૂ નર, સામંત ખત્રી પામે શૂર ૪૧૬
રોગી જનનો રોગ જ જશે, બ્રહ્મતેજ બ્રાહ્મણ પામશે,
બની બુદ્ધ પામે તે ભાટ, ચાતુરી ચારણ કેરી વાટ ૪૧૭
કવિ કહે હૂ સહુનો રાંક, ક્ષમા કરજો સહુ માહરો વાંક,
કહે પુતળી સાંભળ રે રાય ! એહવા થાઓ તો ધરજો પાય ૪૧૮

દુહા

ઇમ કહીને પુતળી, પોતે ગઈ આકાશ,
પનરમી કથા પુરણ થઈ, કહે કવિ સામલદાસ ૪૧૯

ઇતિશ્રી મેના પોપટની વાર્તા સંપૂર્ણ.

સંવત્ ૧૮૩૬ના વર્ષે ફાલ્ગુણ વદ ૧૧ વાર શુક્રે લખીતમ્ શ્રી ૧૦૮
શ્રી ભીકાજી શિષ્ય જીવણજી.

---

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસમાં નટવરલાલ ઇચ્છારામ દેશાઇએ પાના ૧ થી ૭૬૨ છાપ્યા
સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ, મુંબઈ